૧૨૬૭૮

# પ્લેટો કૃત ફીડ્રસ

ઇંગ્રેજી ઉપરથી અનુવાદકર્તા
**મણિશંકર રત્નજી ભટ્ટ**

૧૫૨૬ ભ૩

"તેને માનવો ખરેખર પાંખોવાળો ઇરોસ (સ્નેહ, કામ) કહે છે,
પણ અમરો તેને ઉડવાના સ્વભાવને લીધે તેરોસ (ઉડનાર) કહે છે."

પ્રકાશક
**ગુજરાતી સાહિત્ય ભંડોળ કમિટી**

ઈ સ ૧૯૧૧ પ્રત ૧૧૦૦

મૂલ્ય રૂ. ૧-૪-૦

12649.




આ અનુવાદ પ્રથમ જોવેટના અનુવાદ પરથી શરૂ કરવામાં આવ્યો હતો. થોડું કામ થયું, તે પછી "ગોલ્ડન ટ્રેઝરી સીરીઝ" માં પ્રગટ થયેલો જે. રાઇટનો પ્રયત્ન જોવાનું બન્યું. મૂલ ભાષાનું અજ્ઞાન હોવા છતાં બંને લેખોની સરખામણી કરતાં એમ સ્પષ્ટ માલુમ પડયું, કે રાઇટનો લેખ મૂલને વધારે નિકટ રહીને તૈયાર થયેલ છે. એટલે પ્રસ્તુત પ્રયત્નમાં આદિથી અંત સુધી એ લેખનેજ અનુસરવાનું યોગ્ય ગણ્યું છે.

ભાવનગર,<br>૨૫-૧૨-૨૦.

મણિશંકર રત્નજી ભટ્ટ.

# શુદ્ધિપત્ર.



છપાયલું પુસ્તક ફરી તપાસતાં જણાયું છે, કે કેટલેક ઠેકાણે ટાઇપ બરાબર ઉઠયા નથી, અને તેટલા માટે અશુદ્ધિ દેખાય છે; તથા બીજે ઠેકાણે ભૂલથી અશુદ્ધિ રહી ગયેલ છે.

આવા પ્રસંગોમાં ઘણે સ્થળે પૂર્વાપર સંબંધ જોઇને વિવેકી વાંચનાર પોતે આવશ્યક સુધારા કરી શકે તેમ છે, એટલે તે કરી લેવા વિનંતી છે.

સાતમા પૃષ્ઠમાં પંદરમી પંક્તિથી જે શરૂ થાય છે, તે શબ્દો ઉપર વક્તા ફીડ્સનું નામ છપાવું રહી ગયું છે.

એ ઉપરાંત કેટલીક અશુદ્ધિઓ નીચે બતાવી છેઃ-

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૭ | ૫ | બને | બંને |
| ૨૭ | ૯ | મન | મને |
| ૩૦ | ૧૭ | ગ્રંથકતોનું | ગ્રંથકતોના |
| ૩૧ | ૬ | મેજબાનીમાંથી | મેજબાનીમાંથી |

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૩ | ૧૭ | વ્યખ્યા | વ્યાખ્યા |
| ૩૫ | ૧૦ | પુતું | પુરતું |
| ૫૬ | ૧૫ | આપે છે | આવે છે |
| ૫૭ | ૧૨ | પ્રપંચ | પ્રપંચી |
| ૬૦ | ૧૩ | જ્યરે | જ્યારે |
| ૬૧ | ૯ | સૌથી | સૌથી |
| ૬૨ | ૧૦ | શખર | શિખર |
| ૬૨ | ૧૨ | દુગુણી | દુર્ગુણી |
| ૬૩ | ૪ | અત્માના | આત્માના |
| ૭૩ | ૬ | કપે છે | કંપે છે |
| ૮૦ | ૩ | તૃમ | તમ |
| ૧૩૬ | ૨ | સોફોલીઝ | સોફોકલીઝ |
| ૧૬૩ | ૧૫ | એડોનિસથી | એડોનિસની |
| ૧૭૧ | ૧૬ | બધાં | બધા |



# ફીડ્રસ.



## સોક્રેટીસ—ફીડ્રસ.



સોક્રેટીસ.

મિત્ર ફીડ્રસ, તમે કયાંથી આવો છો, અને કયા જાઓ છો ?

ફીડ્રસ

હું કેફેલસના પુત્ર 'લિસિઆસ પાસેથી આવું છું; અને કોટ બહાર ફરવા જવા નીકળ્યો છું, કારણકે લાંબા વખતથી તેની સાથે બેસી રહ્યો છું, છેક પ્રભાતથી માંડીને. અને સોક્રેટીસ, આપણા બંનેના મિત્ર એક્યુમેનસની સલાહથી હું ખુલ્લા માર્ગોમાં ફરવા જાઉં છું, કારણકે તે મને કહે છે, કે આચ્છાદિત માર્ગોમાં ફરવાના કરતાં ખુલ્લામાં ફરવું વધારે તાજા બનાવે છે.

સોક્રેટીસ.

એ તેની વાત સાચી છે, મારા ભલા મિત્ર. ત્યારે એમ દેખાય છે, કે લિસિઆસ શહેરમાં આવેલ છે.

ફીડ્રસ.

હા, પેલી મોરીખસની હવેલી, કે જે ઓલિંપિયંન ઝીયસના દેવળની પાસે છે, તેમાં એપિક્રેટીસની સાથે ઉતર્યો છે.

સોક્રેટીસ.

વારુ, તેણે તમને શી રીતે વિનોદ કરાવ્યો ? લિસિઆસે આજે ભાષણનો પ્રસાદ ચખાડયો હશે, એમ માનવામાં મારી ભૂલ થાય છે ?

ફીડ્રસ.

તે બધુંય હું તમને કહીશ, જો તમને મારી સાથે ચાલવા જેટલો અવકાશ હશે તો.

સોક્રેટીસ.

અવકાશ, એટલે ? શું મારે તમારી અને લિસિઆસની વાતચિતને, પિંડાર કહે છે તેમ, 'કોઈ પણ વ્યવસાયના કરતાં ઉચ્ચતર મહત્ત્વની વસ્તુ' ન ગણવી જોઇએ ?

ફીડ્રસ.

તો ત્યારે ચાલો

સેક્રેટીસ.

જો તમે વાત શરૂ કરો તો.

ફીડ્રસ.

હું કરીશ, અને સોક્રેટીસ, મને ખાતરી છે, કે તમને તે તમારી વાતોના જેવીજ લાગશે. કારણકે જે વિષયમાં અમે રોકાયલા હતા, તે કોઇક પ્રકારે સ્નેહ સંબંધી હતો; એટલે એમ, કે લિસિઆસ એક સુંદર જુવાન સંબંધી લખે છે, કે જેનું મંવનન કરવામાં આવે છે, પણ સ્નેહી તરફથી નહીં; અને આ મુદ્દા ઉપરજ તેણે ખૂબી કરી છે, કે સ્નેહી તરફ નહીં પણ ન-સ્નેહી તરફ કૃપા દર્શાવવી જોઇએ.

સોક્રેટીસ.

કેવો ઉદાર માણસ! હું ઇચ્છું છું કે તે એમ પણ કહે, કે તવંગર તરફ નહીં પણ ગરીબ તરફ, અને જુવાન તરફ નહીં પણ વૃદ્ધ તરફ; અને ટુંકામાં એમ, કે બીજા બધા જે ગુણો માણસજાતના મોટા ભાગની સાથે મારામાં છે, તેમના તરફ પક્ષપાત બતાવવો જોઇએ. જો તે એ પ્રમાણે કરશે, તો તેનાં ભાષણો ખરેખર આનંદ-

દાયક લાગશે, અને મેં તેને સત્કારશે મને તો તેનું ભાષણ સાભળવાની એટલી બધી ઉત્કંઠા થઇ છે, કે જો તમે છેક મેગેરા સુધી ચાલતા જાઓ, અને હેરોડિકસ ભલામણ કરે છે તેમ, કોટ સુધી પહોચીને પાછા આવો, તોપણ હું તમારી સાથે રહીશ

ફીડ્રસ.

તમે આ શુ બોલો છો, મારા ભલા મિત્ર સોક્રેટીસ? હાલના માંથી હુસિયાર લેખકને આ ભાષણ અવકાશે રચતા લાંબો વખત લાગ્યો છે અને તમે શું એમ ધારો છો, કે મારા જેવો એક શીખાઉ ગ્રંથકર્તાને અન્યાય આપ્યા વગર તે આખું સ્મૃતિમાથી બોલી શકે? નહીં, મારી ખાતરી છે કે મારાથી એ બને નહીં, અને છતાં મોટી દોલત મને મળે તે કરતા એ પ્રમાણે કરી શકુ તો વધારે સારૂ, એમ મને લાગે છે.

સોક્રેટીસ

મારા ભલા મિત્ર ફીડ્રસ, જો હું ફીડ્રસને ઓળખતો ન હોઉં, તો પછી મારી જાતને પણ ઓળખું નહીં પણ એ એકેય વાત નથી, હું ફીડ્રસને ઓળખું જ છું, હું સારી રીતે જાણું છું, કે લિસિઆનનું ભાષણ સાભળ્યું હશે, ત્યારે તે એકજ વારના શ્રવણથી સંતુષ્ટ થયો

નહીં હોય, પણ તે વારંવાર સંભળાવવાનો તેણે આગ્રહ કર્યો હશે, અને લિસિઆસે ખુશીથી તેની ઇચ્છા તૃપ્ત કરી હશે છતા ફીડ્રસને એટલાથીએ તૃપ્તિ નહીં થઇ હોય, એટલે છેવટે તેણે પેલાના હાથમાંથી પુસ્તક લીધુ હશે, અને પોતાને ગમતા ભાગો ફરીને જોયા હશે અને આ ગ્યત સાયમા આખુ સવાર બેસી રહેવાથી તે કંટાળ્યો હશે, એટલે ફરવા જવા નીકળ્યો હશે, પણ તે હુ ધારૂ છુ કે આખુ ભાષણ કંઠસ્થ કર્યા પહેલા નહીં, જો તે અતિ લાંબુ નહીં હોય તો અને પોતાની મેળે પાઠ કરવા સારૂ તે કોટ બહાર જતો હતો પણ માર્ગમા તેને એવો એક માણસ મળ્યો, કે જેને ભાષણો સંભળાવવાની કુટેવ પડેલી છે અને જ્યારે તેણે તેને દીઠો, ત્યારે તે જોઇને પ્રસન્ન થયો, કારણ કે તેણે વિચાર્યું, કે 'હવે મારા આનંદમા ભાગ લેવા મને એક મિત્ર પણ મળશે' એટલે તેણે એ મિત્રને વિનતી કરી, કે તે પોતાની સાથે ફરવા આવે છતા, જ્યારે આ ભાષણોના સ્નેહીએ તેને શરૂ કરવાનુ કહ્યુ, ત્યારે તે જાણે ગમતુ ન હોય તેમ મોંઘો થવા લાગ્યો, જોકે સારી ખાતરી છે, કે જો તેને ખુશીથી સાભળનાર કોઇ ન મળત, તો તે છેવટે પરાણે પણ સંભળાવ્યા વગર રહેત નહીં તેટલા માટે, ઓ ફીડ્રસ જે બાબત તે કહ્યા વગર પણ થોડી વારમા કરશેજ, તે તેને કરવાનુ કહો

ફીડ્રસ.

એ નિસ્સંશય છે, કે મારે માટે ડહાપણનો માર્ગ એજ છે, કે મારે બને તેવી રીતે તમારી આગળ ભાષણ બોલી જવું; કારણકે મને લાગે છે, કે કોઇક રીતે પણ હું બોલું તે સિવાય, મને ન છોડવાનો તમે ઠરાવ કરેલો છે

સોક્રેટીસ

મારા ઇરાદાની તમે બહુ સ્પષ્ટ વ્યાખ્યા કરો છો.

ફીડ્રસ.

વારૂ ત્યારે હું મારૂ બનતું કરીશ, જોકે ખરેખર સોક્રેટીસ, હું તમને ખાતરીથી કહું છું, કે મેં શબ્દો કંઠસ્થ કર્યાં નથી; પણ જો સ્નેહી તથા ન-સ્નેહીના દાવાઓ વચ્ચેના તફાવતના સિલસિલાસે પાડેલા મુદ્દાની સામાન્ય વાતથી તમને સંતોષ થાય તેમ હોય, તો હું તે અનુક્રમે બોલી જવા તૈયાર છું, અને ચાલો શરૂઆતથી આદરૂં.

સોક્રેટીસ.

મહેરબાની, મારા ભલા મિત્ર; પણ પ્રથમ તમારા ઝબ્બા નીચે તમારા ડાબા હાથમાં શું છે, તે તમારે

મને બતાવવું પડશે, કારણકે મને શક છે, કે એ વંટ્રિાજ ભાષણનો છે. જો એમ હોય, તો તમારે સમજવું જોઇએ, કે જોકે હું તમને ચાહું છું, તોપણ લિસિઆસ પોતેજ જો હાજર હોય, તો તમને મારા પર પ્રયોગ કરવા દેવાનો મારો બિલકુલ ઇરાદો નથી. માટે તમારી પાસે શું છે તે બતાવો.

ફીડ્રસ.

બસ, સોક્રેટીસ, હું કબુલ કરૂં છું; મારી સ્મરણશક્તિનો તમારા ઉપર પ્રયોગ કરવાની આશા તમે કચરી નાંખી છે. પણ આપણે કયા બેસીને ભાષણ વાંચીએ, તો તમને ઠીક પડશે ?

સોક્રેટીસ.

ચાલો આપણે આ તરફ વળીને ઇલિસ્સસને કાંઠે ચાલીએ, અને ચાલતાં ચાલતાં જે જગ્યા આપણને ગમશે, ત્યાં આપણે બેસશું અને આરામ લેશું.

સારૂં થયું, કે હું પાવડી વગર આવ્યો છું; અને અમને ખબર છે, સોક્રેટીસ, કે તમે તો તે કદાપિ પહેરતાજ નથી. એટલે આપણે માટે સૌથી સહેલી વાત એ છે, કે આપણે પાણીમાં પગ મૂકીને ઝરામાંજ ચાલ્યા જઇએ, અને એ આપણને અપ્રિય નહીં લાગે, કારણકે વરસની મોસમ અને દિવસનો કલાક અનુકૂળ છે.

મોક્રેટીસ.

ત્યારે ચાલો આગળ, અને કોઇક બેસવા જેવી જગ્યા જોતા રહો.

ફીડ્રસ.

તમે દૂર પેલો આથી ઉંચો ત્રિપત્ર વૃક્ષ છે, તે દેખો છો ?

સોક્રેટીસ

બેશક દેખું છું

ફીડ્રસ.

વારૂ, ત્યા આપણને છાયો મળશે, અને પવનની મીઠી લહેરો વાશે. અને પુષ્કળ ઘાસ હશે, કે જેના પર આપણે ગમે તો બેસીએ અથવા પડી શકીએ

સોક્રેટીસ

તો ચાલો તે તરફ જઇએ.

ફીડ્રસ.

મને કહો, સોક્રેટીસ, કે બોરીઅસ જ્યાથી ઓરિથી આને ઉપાડી ગયો કહેવાય છે, તે સ્થાન ઇલિસ્સસ ઉપર કેંઈ આસ્કલામાજ નથી ?

સોક્રેટીસ

એવી વાત ચાલે છે ખરી

ફીડ્રસ.

શું તે આ જગ્યાએથીજ નહીં હોય? અહીં પાણી એવું સુંદર, એવું સ્વચ્છ અને પારદર્શક છે, અને સ્થાન એવું છે, કે જ્યાં કન્યાઓને રમવું ગમે એવી કોઇને કલ્પના આવે.

સોક્રેટીસ.

ના, અહીં નહીં, પણ પાએક માઇલ નીચે, જ્યાં આર્ટીમિસને મંદિરે જવા ઉતરાય છે ત્યા આગળ. અને જો મારી ભૂલ થતી ન હોય, તો તે સ્થાન ઉપર બોરીઅસનો એક યજ્ઞકુંડ પણ છે.

ફીડ્રસ.

મેં તે કદાપિ જોયેલ નથી. પણ સાચું કહો, સોક્રેટીસ, તમે આ પુરાણની કથાને ખરી માનો છો?

સોક્રેટીસ.

જો હું પંડિતોની માફક તે માનવાની ના પાડું, તો તેમાં કશું વિલક્ષણ ન ગણાય. તેઓ તો પોતાની તાર્કિક પદ્ધતિ પ્રમાણે કહે છે, કે એ છોકરી ફાર્માકીઆની સાથે રમતી હતી, ત્યારે બોરીઅસ વાયુના ઝપાટાથી તે પાસેની ટેકરીઓ પર થઇને ઉઠાવાઇ ગયેલી; અને આ પ્રમાણે મરણ પામવાની વાત એવી ચાલી, કે બોરીઅસ

દેવ તેને ઉપાડી ગયો—કાંતો અહીં આગળથી, અથવા તમને ઠીક લાગે તો માર્સની ટેકરી ઉપરથી, કારણકે બીજા એક વૃત્તાંત પ્રમાણે બનાવ ત્યાં બનેલો. પણ જો મને પૂછો, ફીડ્રસ, તો હું જોકે એવા રૂપકોને પુરતા સુંદર ગણું છું, છતાં મને તે એક અતિ સૂક્ષ્મ, ઉદ્યોગી, અને બહુ અહોભાગ્ય કરવા લાયક નહીં એવા માણસનો ખાસ વિષય લાગે છે; બીજા કોઇ કારણ માટે નહીં, તો એટલાજ માટે, કે જેવો તે આ વિષય પૂરો કરશે, કે તરત તેને આમંત્રણ થશે, કે હિપોસેન્ટોરોની આકૃતિ કેવી હતી, અને કિમેરાની કેવી હતી, એ અમને બરાબર સમજાવો, અને પછી તો તેના ઉપર ગોર્ગોન અને પેગેસસોનું એવુંજ ધાડું આવી પડશે, અને ભયાનક તથા અસંભાવ્ય સૃષ્ટિઓનો એવો અદ્દભુત સમૂહ એકઠો થશે, કે જો તે તમામને માનવાની ના પાડે, અને અમુક પ્રકારની પ્રાકૃત ચાલાકી વાપરીને દરેકને શકયતની કસોટી લાગુ કરે, તોપણ એ કામમાં તેને ઘણા વખત અને પ્રયાસનો ભોગ આપવો પડે. પણ મને એવા અભ્યાસો માટે અવકાશ નથી—અને મારા મિત્ર, તેનું કારણ આ છેઃ ડેલ્ફીના લેખનું હજી હું અનુસરણ કરી શકતો નથી, જે એમ ફરમાવે છે કે મારે મારા આત્માનું જ્ઞાન મેળવવું; અને જે હજી આ જ્ઞાનથી રહિત હોય, તે જેની સાથે પોતાને કશી નિસબત નહીં તેવી

છે ! આ મૂર્તિઓ અને બલિદાનો પરથી જણાય છે, કે આ કોઈક જલદેવીઓ અને નદી–દેવનું પવિત્ર સ્થાનક છે વળી, આ જગ્યાએ શી મનોહર અને બેહદ આનંદ આપે તેવી હવા આવ્યા કરે છે ! તમરના નાદનો ઉન્હાળાના જેવો અને સ્પષ્ટ પ્રતિધ્વનિ ગુંજે છે પણ સૌથી સરસ વસ્તુ તો આ પુષ્કળ ઘાસ છે, જેનો કોમળ ઢોળાવ જાણે માથાને મજેનું ઓશીકું આપવાનેજ બનાવ્યો હોય તેવો છે. ખરેખર, ફીડ્રસ, તમે ઘણા અચ્છા ભોમીઆ છો

ફીડ્રસ

અને તમે, સોક્રેટીસ, અતિશય અગમ્ય આદમી છો. તમે પોતે કહો છે. તે પ્રમાણે તમે કોઈ પરદેશી જેવા લાગો છો, કે જેને આ જગ્યાની ખૂબીઓ બતાવવામાં આવે છે, પણ દેશના નિવાસી જેવા લાગતા નથી; કારણ એ છે, કે તમે કદાપિ શહેર છોડીને જતા નથી, સરહદ ઓળંગવાને, કે હું માનું છું તેમ, કોટની બહાર ફરવા જવાને પણ નહીં.

સોક્રેટીસ.

તમારે મને નિભાવી લેવો જોઇએ, વહાલા ફીડ્રસ— મને શીખવાનો એટલો બધો શોખ છે. હવે, તમે જાણો છો કે ઝાડો અને ખેતરો મને કશું શિખવે

તેમ નથી, પણ ગ્રહોનાં માલુમો શિખવે તેમ છે. છતાં, જે મોહની મારૂં બહાર આકર્ષણ કરી શકે તેનો મંત્ર તમે શોધી કાઢયો જણાય છે. કારણકે, જેમ ભરવાડો શાખાઓ અથવા ધાન્ય આંખ આગળ હલાવીને પોતાનાં ભૂખ્યાં ટોળાંઓને પોતાની પાછળ દોરે છે, તેમ હું ધારૂં છું કે તમે મને પાન દોરી શકો. માત્ર એટ્ટિકામાંજ સર્વત્ર નહીં, પણ બીજે જ્યા જ્યા મને દોરવાની તમારી ઇચ્છા હોય ત્યા, અને તે ફક્ત એક લખેલા કાગળની મને લાલચ અપવાથી. અને ચાલતા પ્રસંગમા આપણે આ જગ્યાએ આવી પહોચ્યા છીએ, તો મને લાગે છે, કે હુ સાભળવા નજીક થઇને પડુ, અને તમે વાંચવા માટે જે કોઇ આસન અનુકૂળ પડે તે પસંદ કરો. અને વ્યાખ્યાન ચલાવો.

ફીડ્રસ

ત્યારે સાંભળો:—

'મારા વ્યવહારની સ્થિતિથી તમે વાકેફ છો, અને આ વ્યવસ્થાથી આપણ બંનેને લાભ થવાનો હું સંભવ ધારૂં છું, એ તમે સાભળ્યું છે. અને મારો એવો અભિપ્રાય છે, કે હું તમારો સ્નેહી નથી, એ કારણથી મારો દાવો નિષ્ફળ થવો જોઇએ નહીં: કારણકે સ્નેહીઓને તો તેમની કામના બંધ પડે, કે તરત પોતે

આપેલા લાભ માટે પસ્તાવો થાય છે; પણ અમે, કે જેઓ કદાપિ ચાહતા નથી, તેમને વાસ્તે એવો કોઇ ખાસ વખત નથી, કે જ્યારે અમે અમારાં મન બદલશું, એવી વકી રાખી શકાય. કારણકે અમે તમારા તરફ મહેરબાની બતાવીએ છીએ, તે કોઇ અનિવાર્ય આવેશની અસરથી નહીં, પણ અમારી સ્વતંત્ર ઇચ્છાથી, અને તેમાં અમે અમારાં સાધનોથી શું શકય છે તે, અને શું આપવામાં અમને સૌથી વધારે લાભ છે તે, વિચારીએ છીએ. વળી, સ્નેહીઓ, પોતાના સ્નેહને લીધે પોતાના કમકાજમાં જે અવ્યવસ્થા થઇ હોય તે, તથા પ્રિય જનોની પોતે જે સેવા બજાવી હોય તે, ધ્યાનમાં લે છે; અને પોતે લીધેલી બધી તકલીફનો હિસાબ ગણીને તેઓ ધારે છે, કે સ્નેહના પાત્ર તરફ જે બદલો વાળવો જોઇએ, ને તેઓ કયારનો આપી ચૂકયા છે બીજી તરફ, સ્નેહની ખાતર અમે અમારા વ્યવહારની અવગણના કરી છે, એવો દંભ અમારાથી બને તેમ નથી; જે પ્રયાસો અમે સહ્યા હોય તેનો અમારાથી હિસાબ કરાય નહીં, તેમ અમારી પ્રેમભક્તિથી જે કુટુંબકલહો થયા હોય તે અમારાથી આગળ ધરાય નહીં; એટલે, અમારો દાવો આવાં બધાં અહિતોથી રહિત હોવાને લીધે અમારે એજ કરવાનું રહે છે, કે જે કંઇ કરવાથી તમે પ્રસન્ન થશો એમ અમે ધારતા હોઇએ, તે આનંદથી કરવું. વળી સ્નેહીને મૂલ્યવાન

ગણુવાને એ કારણ જો વાજબી હોય, કે તે પોતાના પ્રિયજનને માટે બીજા બધાના કરતાં વધારે અનુરાગ બતાવે છે, અને જો તે પોતાના આવેશના પાત્રને મતુષ્ઠ કરી શકે તેમ હોય તો વચન અને કર્મ બંનેથી બાકીની બધી દુનિયાની દુશ્મનાવટ વહોરવાને તત્પર છે, તો એ સમજવું સહેલ છે, કે જો તેનું કરેલું ખરૂ હશે, તો જેના ઉપર હવે પછી તેનો અનુરાગ થશે, તે તમામ તેના આગલા સ્નેહપાત્રના કરતા વધારે મહત્ત્વના ગણાશે, અને એ ઉઘાડી વાત છે, કે જો આગલાની ઇચ્છા થાય, તો પાછલાને ઇજા કરવાને પણ તે આનાકાની કરશે નહીં અને જે એવા વિનાશક વ્યાધિથી હેરાન છે કે જેને દૂર કરવાને તેના સ્વભાવ જાણનાર માણસ યત્ન પણ કરે નહીં, તેવા માણસ ઉપર આવો કિંમતી ખજાના ઢોળવાનુ તમે કેમ વાજબી ધારી શકો; જ્યારે અહીં પોતે કબુલ કરે છે, કે પોતાનુ મન વ્યાધિગ્રસ્ત છે, અને કે પોતે પોતાની મૂર્ખાઇ જાણે છે, પણ પોતાને અંકુશમાં રાખી શકતો નથી? અને જ્યારે આ માણસ ફરી શુદ્ધિમા આવશે, ત્યારે મનની એવી સ્થિતિમા જે વસ્તુ માટે તે એટલો ઉત્સુક હતો, તેને તે સુકૃત કેવી રીતે ગણી શકશે? અને ઉપરાત, જો તમે તમારા સ્નેહીઓમાથી શ્રેષ્ઠને પસંદ કરો, તો એક ન્હાની સંખ્યામાથી તમારે પસંદગી કરવી પડશે, પણ જો બાકીની દુનિયામાથી તમે

તમારે માટે 'સૌથી લાયક માણસ પસંદ કરો, તો મોટી સં-ખ્યામાંથી 'પસંદગી થશે; એટલે કે જે તમારા અનુરાગને પાત્ર' હોય, તેવો માણસ મોટી સંખ્યામાં છે, એવી આશા વધારે બુદ્ધિપુરઃસર છે. વળી, જો તમને લોકમતની ધાસ્તી હોય. અને વાત જાહેર થવાથી નિંદાનો ડર લાગતો હોય, તો એમ ધારવું કેવળ સ્વાભાવિક છે, કે સ્નેહીઓ, પોતે પોતાને જેવા સુખી ગણે છે તેવ જ બીજાઓ પણ ગણશે એવી કલ્પનાથી, એટલા પ્રફુલ્લ થશે, કે પોતાના પરિચયની વાત કરશે, અને દંભયુક્ત મિથ્યાભિમાનથી બધા માણસોને જણાવી દેશે, કે પોતાનો પ્રયાસ વ્યર્થ નીવડ્યો નથી. પણ બીજી તરફ અમે, કે જે કદાપિ ચાહતા ન હોઇને જાત ઉપરનો અંકુશ ખોઇ બેસતા નથી, તે દુનિયાની કોઇ પણ ખ્યાતિના કરતાં જે ખરેખરૂં લાભકારક છે. તેને પસંદ કરશું. વળી, સ્નેહીઓ પોતાના પ્રેમપાત્રો પાછળ કેવી રીતે દોડે છે, અને તે પણ કેટલી બધી ધામધૂમથી, તે લોકોના સાંભળ્યા અને દીઠામાં આવ્યા વગર રહેતું નથી; એટલે તેઓ પરસ્પર વાતચિત કરતા દેખાયા હોય, એટલીજ હકીકત શક ઉત્પન્ન કરવાને પુરતી છે; પણ જો અમે 'તમારી સાથે 'વાતચિત કરશું', તો કોઇને પણ શંકાનો વિચાર આવશે નહીં, કારણકે તેઓ સમજે છે, કે માણસો કાંતો મિત્રતાથી અથવા કોઇ બીજા આનંદ

સારૂ કોઇ ને કોઇની સાથે પણ વાતચિત કર્યા વગર રહી
શકે નહીં. અને વળી, મિત્રતા ટકવી કેવી કઠણ છે તે
સંભારવાથી, અને એ વિચારથી કે સાધારણ દાખ-
લાઓમાં, જ્યારે કજિયો થાય, ત્યારે આફતનો અનુભવ
બન્ને પક્ષને થાય છે: પણ કે સ્નેહમાં, જેની તમે સૌથી
વધારે કિંમત ગણો છો તે તમે અર્પેલ છે, તેટલા માટે
વિક્ષેપને લીધે સૌથી ગંભીર દુઃખ પણ તમને થશે, એ
વિચારથી જો કોઇ વાર તમને ધાસ્તી લાગી હોય,
તો મારે તમને સ્મરણ આપવુ જોઇએ, કે અહીં
પણ જેઓ સ્નેહમાં છે તેમના તરફ ભીતિની દૃષ્ટીથી
જોવાનું તમને સૌથી વધારે કારણ છે. કારણકે એવા
ઘણાં કારણો છે કે જેથી સ્નેહીઓ કચવાય છે, અને તેઓ
ારે છે કે દરેક બાબત તેમને વ્યથિત તથા હેરાન કર-
ાને કરવામાં આવે છે જે કારણ સારૂ તેઓ દુનિયાના
ારિચયથી પણ તમને અટકાવવા ઉત્સુક હોય છે તેઓ
ાબાંવાળાથી ડરે છે. કે રખે તેઓ વધારે નાણા વાપરીને
ામને જિતી જાય, તથા કેળવાયેલાઓથી ડરે છે, કે રખે
ાઓ હુશિયારીમાં વધારે દીપી નીકળે; અને તેટલા માટે,
ાણસમાં ગમે તે ખૂબી હોય, તોપણ તેઓ એ બાબતમાં
ાની અમર પર શકની નજરથી જુએ છે. એટલે જો તેઓ
ામને દુનિયાના પરિચયથી દૂર રહેવાનું સમજાવવામાં

કૃતેહમંદ થાય છે, તો છેવટે તેઓ તમને દુનિયામા એક પણ મિત્ર વગરના કરી મૂકે છે; પણ જો, તમારો પોતાનો લાભ સમજીને તમે જુદા અને વધારે ડહાપણ ભરેલા માર્ગને અનુસરશો, તો પરિણામે કજિયો થયા વગર રહેશે નહીં બીજી તરફ, અમે, કે જેઓ સ્નેહમા નથી, પણ અમારી યોગ્યતાને લીધે કામનાની તૃપ્તિ પામ્યા છીએ, તેઓને કોઇ પણ તમારી પિછાન કરશે તેમની અદેખાઇ આવશે નહીં, પણ ઉલટું જેઓ તમારાથી દૂર રહેતા હશે તેમના તરફ અપ્રીતિ થશે, કારણકે અમે એમ ગણશું, કે પાછલાની અવગણનાથી અમારૂ અપમાન થાય છે, પણ આગલાના પરિચયથી લાભ છે. અને અમારી લાગણીઓ આવી હોવાથી આપણા વ્યવહારમાંથી તિરસ્કાર નહીં પણ મિત્રતા પરિણમશે, એવી આશા રાખવાનુ તમને કારણ છે. અને ઉપરાંત, સ્નેહીઓ પોતાના પ્રેમપાત્રોનું લક્ષણ શોધી કાઢે, અથવા તેમની બીજી સ્થિતિથી વાકેફ થાય, તે પહેલા ઘણી વાર તેઓ તેમની જાતને કામે છે, એટલે તેમની કામનાના કરતા તેમનું મિત્રતાનું વલણ વધારે ટકશે કે કેમ, એ કહેવું તમારે માટે અશક્ય થઇ પડે છે પણ જ્યારે આવેશ કદાપિ ઉદ્ભવેલોજ હોતો નથી, જ્યારે તમારી કૃપાઓ તે માણસોએ પ્રાપ્ત કરી હોય, કે જેઓ અગાઉના તમારા મિત્રો હોય, ત્યારે એ સંભવિત નથી, કે જે

એટલા બધા આનંદનું કારણ થયેલ છે તેથી આ મિત્રતા ઓછી થાય, બલકે ભૂતકાલની યાદગિરી ભવિષ્યના અનુરાગની નિશાની થશે અને ઉપરાંત, મારી માગણીને ઉત્તેજન આપવાથી સુધારાના તમને જે ચડિયાતા પ્રસંગો મળશે, તે તમારે ભૂલવા જોઇએ નહીં. સ્નેહીઓ તમારા શ્રેષ્ઠ લાભોના એટલા બધા બેદરકાર હોય છે, કે કઇ અંશે તમને ખોટું લાગવાની ધાસ્તીથી, તથા કઇ અંશે તેમની બુદ્ધિ આવેશને લીધે કુંઠિત થવાથી, તમે જે કઇ કહો કે કરો, તેની તેઓ તારીફ કરે છે. કારણકે સ્નેહના વિચિત્ર તરંગો આવા હોય છે, જો માણસ નિષ્ફળ થાય, તો જે તુચ્છ બાબતોથી બીજાઓને કશુ ન લાગે તે તેને દુઃખદાયક થઇ પડે છે, અને જો સફળ થાય, તો જેમાં સંતોષનું કશું કારણ નથી, તેની તેને તારીફ કરવી પડે છે એટલે કે આવા અનુરાગના પાત્રો માટે અભિનંદન કરતા દયા મને વધારે ઉચિત લાગે છે બીજી તરફ, જો તમે મારી ઇચ્છાઓને અધીન થશો, તો હું નીચેની શરતો પ્રમાણે તમારી સાથે વર્તીશ: હું વર્તમાન તૃપ્તિના કરતા આપણા ભાવી લાભ ઉપર વધારે દૃષ્ટિ રાખીશ, આવેશનો ગુલામ નહીં થાઉં પણ મારી જાતનો ધણી રહીશ, થોડા કચવાટથી પ્રગટ દ્વેષ કરવાને તત્પર ન થતાં ગંભીર અપરાધો માટે સાધારણ રીસ પણ ધીમેથી કરીશ, અને અજાણતા થયેલા તમામ વાંક છતાંથી

માફ કરવાની સાથે જે બુદ્ધિપૂર્વક થયેલા હશે તે દૂર કરાવવા યત્ન કરીશ કારણકે આવુ વર્તન એ લાબા વખત સુધી ટકી રહેનારી મિત્રતાનુ અચૂક લક્ષણ છે. પણ જો તમને એવો વિચાર આવ્યો હોય, અને આવ્યો હોય તે અમ ભાગ્ય નથી, કે આવેશથી રહિત અનુરાગ પ્રબળ હોવો અશકય છે, તો તમારે એ ધ્યાનમા રાખવુ જોઈએ, કે જો એમ હોય તો આપણુને આપણા દીકરાઓને માટે અથવા આપણા પિતાઓ તથા માતાઓ માટે થોડીજ લાગણી થવી જોઈએ, તેમ સ્નેહના સબધ વગર બીજી પદવીના આદમને સાચા મિત્રોજ કદાપિ ન મળે વળી કૃપાઓની જેને સૌથી વધારે જરૂર હોય તેના પર સૌથી વધરે કૃપા કરવાનુ જો યોગ્ય હોય, તો એ ફલિત થાય છે કે સામાન્યત દુનિયામાથી તમારે તમારા પ્રીતિના પાત્ર તરીકે શ્રેષ્ઠોને નહીં પણ સૌથી વધારે દીનોને પસદ કરવા જોઇએ કારણકે જેમ વધારે પીડામાથી તેમનો ઉદ્ધાર થયો હશે, તેમ તમારા તરફ તેઓ વધારે ઉપકારના ઋણી રહેશે એટલુજ નહી, પણ જ્યારે તમે મેજબાની આપશો ત્યારે તમારા તરફથી એવી અપેક્ષા રહેશે, કે તમે મિત્રોને નિમત્રશો નહીં, પણ જેઓ આમત્રણ માગતા હોય અને ભોજનના ભૂખ્યા હોય તેમને, કારણકે તેઓ તમારી મહેરબાનીથી પ્રસન્ન થઇ જશે, અને તમારી

પાછળ પાછળ ચાલશે, અને તમાન દાન્માં ભીડ કરશે, અને પોતે અતિશય પ્રસન્ન થયેલ છે તથા અંતકરણથી આભારી છે, એવુ કહેશે તથા તમાન મસ્તક ઉપર અસખ્ય આશીર્વાદોનુ આવાહન કરશે. છતા એમ હોઇ શકે, કે આ કઇ પસદગીનુ સાચુ કારણ નથી એમ હોઇ શકે, કે તમારે જેઓને સાથી વધારે જરૂર હોય તેઓ પર નહીં, પણ જેઓ ગન્લો વાળવાને સાથી વધારે શક્તિમાન હોય તેમના પર કૃપાઓ કરની જોઇએ, માત્ર સ્નેહીઓ ઉપર નહ઼ી પણ જેઓ એ અનુગ્રહના અધિકરી હોય તેમના ઉપર, જેઓ તમાન તારુણ્યના કુસુમનો ઉપભોગ કરશે તે માણના પર નહીં, પનુ જેઓ તમારી પ્રાઢ અવસ્થામા પોતાની સપત્તિમાં તમને ભાગી બનાવશે તેમના ઉપર એવાઓ ઉપર નહીં, કે જેઓ જ્યારે પોતાનો આશય સિદ્ધ થશે, ત્યારે દુનિયાની આગળ પોતાની કૃતેહની બડાઇ કરશે, પણ એવાઓ ઉપર, કે જેઓ નકોચની લાગણીથી એ વિષય ઉપર કદાપિ કશુ બોલશે નહીં જેઓ થોડા વખતના આવેશથી તમારી માગણી કરે છે તે આશકો ઉપર નહીં, પણ તે મિત્રો ઉપર, કે જેઓ જીવિત પર્યંત તમારા મિત્રો રહેશે, એવા માણસો ઉપર નહીં, કે જેઓ જ્યારે આવેશથી મુક્ત થશે ત્યારે કજિયા માટે કોઇક બહાનુ શોધશે, પણ એવાઓ ઉપર, કે જેઓ, જ્યારે તમારી સુરખી ઉડી જશે,

ત્યાં તેમની પોતાની સાચી શ્રેષ્ઠતા પ્રગટ કરશે હવે હું તમને વિનતી કરૂં છું, કે મેં જે કહ્યું છે તે બધું યાદ કરો અને એ પણ ધ્યાનમાં રાખો, કે સ્નેહીઓનો તેમના મિત્રો ઘણી વાર એ વાત કાઢે છે, કે તેમના જીવનનો ક્રમ અનાણ છે, પણ જેઓ ચાહતા નથી, તેમનો તેમના સબંધીઓએ કદાપિ એવો વાક કાઢયો નથી, કે તેમણે પોતાના ખાનગી કામકાજ તરફ એ કારણથી દુર્લક્ષ કર્યું છે તમે કદાચ મને એમ પુછશો, કે જેઓ તમને ચાહતા નથી, તે તમામ ઉપર કૃપા કરવાની હું તમને ભલામણ કરૂં છું, કે કેમ? પણ એમ તો હું ધારૂં છું, કે કોઇ સ્નેહી પણ તમને નહીં કહે, કે તમારે સઘળા સ્નેહીઓ તરફ સરખી પ્રીતિ દર્શાવવી જોઇએ નહીં તમે જો વિવેકપૂર્વક વિચાર કરશો, તો તમને લાગશે, કે આવું વર્તન ગણ્યા ગાંઠ્યા ભાગ્યને પાત્ર હોઇ શકે નહીં, તેમજ, તમારી ગમે તેટલી ઇચ્છા હશે તોપણ તમે દુનિયાથી વાત સરખી રીતે છુપાવી શકશો નહીં અને તમારે યાદ રાખવું જોઇએ, કે એ વ્યવહારથી કોઇને હાનિ તો નજ થવી જોઇએ, બલકે બંનેને લાભ થવા જોઇએ

આ ન દાવાની દલીલો આ પ્રમાણે છે, અને મને પોતાને તે તે ખાતરી કરે એવી લાગે છે, પણ તમને તેમાં જો કંઇ

ખોડ કે ખામી લાગતી હોય તો ગમે તે પ્રશ્નો પૂછવાનો તમને હક છે.'

વારૂ. સોક્રેટીસ, હવે તમે ભાષણ વિષે શું ધારો છો ? શું એ અજબ જેવું સરસ નથી, ખાસ કરીને ભાષાની બાબતમાં ?

સોક્રેટીસ

અરે દેવી, મારા ભલા મિત્ર, હું તેથી મોહિત થઇ ગયો. અને આ અનુભવ માટે હું તમારો ઋણી છું, ફીડ્રસ; કારણકે તમે વાંચતા હતા તે બધો વખત હું તમારા ચહેરાને જોઇ રહ્યો હતો, અને ભાષણની અસરથી ઉલ્લસિત થઇને તે દીપતો હતો. અને આવી બાબતોના તમને હું મારા કરતા બહેતર પરીક્ષક ગણુ છું, એટલે તમારો દાખલો લેવાનું મને યોગ્ય લાગ્યું, એટલે ઓ મારા દેવપ્રેરિત મિત્ર, મેં પણ તમારા બધા ઉલ્લાસોમાં ભાગ લીધો છે.

ફીડ્રસ.

નહીં, સોક્રેટીસ. હમેશા મશ્કરીજ કરવી ?

સોક્રેટીસ

મશ્કરી ! તમને એમ નથી લાગતું, કે હું ગંભીર છું ?

ફીડ્રસ.

હવે બસ કરો, સોક્રેટીસ. પણ મારા સમ, મને સાચું

કહો, કે એજ વિષય ઉપર વધારે શકિત અને પૂર્ણતાથી લખવાની ગ્રીસની અંદર કોઇ પણ માણસની તાકત છે ?

સોક્રેટીસ.

એટલે કેવી રીતે, ફીડ્રસ ? આપણે ભાષણની તારીફ કરવી જોઇએ, એ વિષયનિરૂપણની યોગ્યતાને માટે, કે માત્ર તેની અંદરનો દરેક શબ્દ સ્પષ્ટ અને સુઘટિત છે તેટલા માટે ? જો આગલી વાત ધ્યાનમાં લેવાની હોય, તો માત્ર તમને રાજી રાખવાને હું હા પાડી શકું; કારણકે જો મને પૂછો, તો મારી અપાત્રતા એવી છે, કે મને તેવી કશી ખૂબી દેખાઇ નથી. કારણકે હું માત્ર તેના સુભાષિતની ખૂબી ઉપર ધ્યાન આપતો હતો, જોકે મને એવું લાગેલું નહીં, કે લિસિઆસ પોતે તેને પુરતી ગણુતો હોય. હકીકતમાં, ફીડ્રસ, મને એવું લાગેલું,-મારી ભૂલ થતી હોય તો કૃપા કરીને સુધારજો-કે તેણે એની એજ વાતની બેત્રણ વાર પુનરુક્તિ કરી, જાણે કે એક વિષય ઉપર ઘણું કહેવાનું તેને સહેલું લાગ્યું ન હોય તેમ. પણ કદાચ આ બાબતની તેણે દરકાર નહીં કરી હોય, અને મને એમ પણ કલ્પના થાય છે, કે જુવાનોના જેવા ઢંગથી પોતાના વિચારો બે જુદી જુદી રીતે દર્શાવવાની શક્તિ તે પ્રગટ કરતો હશે, અને બંને રીતે સરસમાં સરસ ભાષામાં.

ફીડ્રમ

તમારી છેક ભૂલ થાય છે, સોક્રેટીસ; જે ગુણની તમે ના પાડો છો તે ગુણજ, અને તે પણ વળી ઊંચી કોટિમાં, એ ભાષણની અંદર છે. વિષયની અંદર જે જે બાબતો યોગ્ય રીતે આવી શકે, તેમાથી એક પણ રહી ગયેલ નથી; એટલે કે, મારી ખાતરી છે, કે તેણે જે કહ્યું છે ને પછી કોઇ પણ માણસ એની એ વાતને વધારે વિસ્તારથી કે વધારે કિંમતી દલીલોથી કદાપિ આધાર આપી શકે નહીં.

સોક્રેટીસ

ફીડ્રસ, આ બાબતમા માનથી તમારી સાથે એકમત થઇ શકાશે નહીં. કારણકે પ્રાચીન કાલના જે સુજ્ઞ પુરુષો અને સ્ત્રીઓએ એ વિષય ઉપર લખેલ તથા બોલેલ છે, તેઓ-જો તમારા તરફ વિનયની ખાતર આ વાત હું મંજૂર રાખું, તો-ઉભા થાય, અને મારી વિરુદ્ધ સાક્ષ્ય આપે

ફીડ્રસ.

એટલે કોણ ? વિષયનું વધારે સારૂં નિરૂપણ તમે કયા કદાપિ સાંભળ્યું છે ?

સોક્રેટીસ

એ હું આ ક્ષણે કહી શકતો નથી, જોકે મારી ખાતરી છે, કે મે તે કયાંક સાંભળેલ છે, કદાચ સુંદર

સેફોની કૃતિમા, અથવા સુજ્ઞ એનેક્રેઓનના કાવ્યમા, કે કદાચ કોઇક ગદ્યલેખકના લેખમા આવુ અનુમાન હુ શા ઉપરથી કરૂં છુ, એમ તમે પૂછશો હકીકત એ છે, મન્મિત્ર ફીડસ, કે કેમ, એ હુ નથી જાણતો, પણ મારી છાતી વિષયથી ભરપૂર છે, અને મને લાગે છે કે આના કરતા જુદુ, અને કોઇ પણ રીતે ઉતરતુ નહી, એવુ એક વ્યાખ્યાન હુ પોતે આપી શકુ મને ખાતરી છે, કે એમાનુ કશુ મે પોતે શોધેલુ નથી કારણકે મારી મૂર્ખતાથી હુ અજાણ્યો નથી એટલે મને લાગે છે, કે કોઇ બહારનાં ઝરણોમાથી મારા કાન દ્વારા એક ઘડાની માફક હુ ભરાઇ ગયો છુ છતા અહી પણ હુ એવા મૂર્ખ છુ, કે કેવી રીતે અને કયા મે માહિતી મેળવી એ હુ છે વિસરી ગયો છુ

ફીડસ

કઇ હરકત નહી એક્રેટીસ, તમે મને ઘણી સરસ વાતો કહી છે તમે કેવી રીતે અને કોની પાસેથી તે સાભળી એ જણાવવાની માથાકૂટ ન કરો, પણ તમે જે કહો છો તજ કરો અહીં મારી પાને જે લખેલુ છે તેટલાજ વિસ્તારનુ અને તેટલીજ ખૂબીનુ' એક વ્યાખ્યાન રચવાનુ માથે લ્યો, અને હુ તમને નવ ન્યાયાધ્યક્ષોની

માફક વચન આપું છુ, કે હુ ડેલ્ફીના દેવને માત્ર મારી નહીં પણ તમારી સુદ્ધા જીવનના જેટલા કદની સોનાની પ્રતિમા અર્પણ કરીશ

સોક્રેટીસ

ફીડ્રસ, તમારી મારા પર બહુ મહેરબાની છે, અને જો તમે મારા કહેવાનો આશય એવો સમજ્યા હો, કે લિસિઅસનુ વ્યાખ્યાન કેવળ નિષ્ફળ છે, અને તેના કહેલામાંથી કશુ અંદર ન આવે એવુ બીજુ વ્યાખ્યાન રચવુ શકય છે, તો સોનાની પ્રતિમા પણ તમને ઘટે છે નહીં મને લાગે છે કે સૌથી નિર્માલ્ય લેખકના સંબંધમા પણ એ પ્રમાણે થઈ શકે નહીં કારણકે, પ્રસ્તુત વિષયનેજ લઈએ, તો શુ તમે એમ ધારો છો કે કોઈ પણ માણસ, જે આવેશવાળા આશકના કરતા આવેશરહિત આશકની લાયકી ચડિયાતી છે એમ પ્રતિપાદન કરતા હોય, તે જો એકની સમજણને વખાણે નહીં, અને બીજાના ઉન્માદને દોષ ન આપે, તો દલીલમા આગળ ચાલી શકે ખરો? આ વિષયે તો મૂળ નિર્દેશમા અવશ્ય અંતર્ગત છે નહીં, હુ ધારુ છુ, કે આવી દલીલોની તો કર્તાને પરવાનગી આપવી જોઇએ અને એ બધીમા શોધની નહીં પણ ગોઠવણની તારીફ થવી જોઇએ, અને જે બીજી દલીલો છોડી દેવી અશકય

હોવાને બદલે શોધવી કઠણ હોય, તેમા શોધ અને ગોઠવણ બનેની તારીફ કરી શકાય

ફીડ્રસ

એ ભેદ હુ કબુલ કરૂ છુ, કારણકે મને લાગે છે કે તમે તે વાજબી રીતે દર્શાવો છો અને એથી વધારે, હુ તે પ્રમાણે વર્તી બતાવીશ હુ તમને એટલુ સ્વીકારી લેવાની રજા આપીશ, કે જે માણસ સ્નેહમા હોય ને જે ન હોય તેના કરતા વધારે વ્યાધિગ્રસ્ત સ્થિતિમા હોય છે, અને આ બાબત બને પક્ષ તરફથી માન્ય ગણીએ તે પછી જો તમે દલીલોની સખ્યા તથા કિમતમા લિસિઆસથી ચડી જશો, તો કિપ્સેલાઇડીના અર્પણની પાસે તમારી સુવર્ણ પ્રતિમા પણ ઓલિંપિયામા સ્થાપિત થવાની તમારે આશા રાખવી

સોક્રેટીસ

ફીડ્રસ, તમને ચિડવવામા મે તમારા માનીતાને પકડયો છે, એથી લાગી આવ્યુ દેખાય છે, અને હુ જોઉ છુ કે તમે એવી આશા રાખો છો, કે તેની કુશળતાની સ્પર્ધા કરીને હુ એથી પણ વધારે કુશળતાથી કઇંક યોજવાનો ખરેખર પ્રયત્ન કરીશ

ફીડ્રસ.

એ બાબતમાં તો મેં તમને બરાબર પકડેલ છે કારણકે બને તેવું પણ બોલવું તો તમારે પડશેજ; એમાં છટકો નથી. પણ એટલી સભાળ રાખજો, કે પ્રાકૃત લોકો એકબીજાને સવાલજવાબ આપવાની જે નાટકચેષ્ટા કરે છે, તેમ કરવાની આપણને જરૂર ન પડે, કૃપા કરીને, તમે જેમ હમણા કહ્યુ હતુ તેમ, મને કહેવાની ફરજ ન પાડશો, કે 'મારા ભલા સોક્રેટીસ હુ જો સોક્રેટીસને ઓળખતા ન હોઉં, તો હુ ફીડ્રસને પણ ઓળખતા નથી;' અને વળી, 'સોક્રેટીસ બોલવાને અતિશય આતુર છે, પણ શરમાવાને ઢોંગ કરે છે' નહીં, ખાતરીથી સમજો, કે જે વાત તમારી છાતીમા છે એમ તમે કહ્યુ, તે જ્યાં સુધી તમે જણાવશો નહીં, ત્યા સુધી આપણે આ સ્થળેથી ખસવાના નથી કારણકે અહીં આપણે એકાંતમાં અને એકલા છીએ, અને બેમાથી હુ વધારે જુવાન અને જોરાવર છું. માટે એ બધી વાતનો વિચાર કરીને હું કહું છું તે સમજો, અને મારે બળાત્કાર કરવો પડે, તે કરતા પોતાની મેળે બોલવાનો ઠરાવ કરો, તો સારૂં.

સોક્રેટીસ.

પણ ખરેખર, ફીડ્રસ, મારા જેવો એક શીખાઉ એક

અનુભવી ગ્રંથકર્તાની સાથે સરખામણીમાં ઉતરે, અને તેણે ચર્ચેલા વિષય ઉપર પ્રથમ વિચાર કર્યા વગર બોલવા માંડે, તો તે હસવા જેવું થાય.

ફીડ્રસ.

હું તમને કરી કહઉં છું, સોક્રેટીસ; તમારો વિનય બિલકુલ ચાલશે નહીં, કારણકે મારી પાસે એવું કહેવાનું છે, કે જેથી તમારે બોલવુંજ પડશે.

સોક્રેટીસ.

ત્યારે તો કૃપા કરીને તે ન કહેશો.

ફીડ્રસ

ના, પણ તે હુ કહ્યા વગર નહીં રહું. અને તે હું કસમ લઇને કહીશ. હુ તમને કસમ લઇને કહું છું–વારૂ કયા દેવના હું કસમ લઉં? આ ત્રિપત્ર વૃક્ષના લઉં? હા, આ વૃક્ષના કસમ લઇને હું તમને કહું છું, કે જો તમે તમારૂં વ્યાખ્યાન અહીં તેની સમક્ષ આપશો નહીં, તો હું તમને કદાપિ કોઇ પણ ગ્રંથકર્તાનું વ્યાખ્યાન સંબંધી કશું કહીશ કે ન સંભળાવીશ નહીં.

સોક્રેટીસ.

અરે, પાજી, એક વ્યાખ્યાનમુગ્ધ માણસને તમારી

ગમે તે આજ્ઞા પ્રમાણે કરવાની ફરજ પાડવાનું સાધન તમે સારૂં શોધી કાઢયું છે !

ક્રીટન.

ત્યારે તમે અચકાઓ છો શા માટે ?

સોક્રેટીસ.

તમે આ કસમ લીધા છે, ક્રીટન, એટલે હવે હું અચકાઇશ નહીં. કારણકે એવી મેજબાનીમાંથી અલગ રહેવાની મારી છાતી ક્યાંથી ચાલે ?

ક્રીટન.

ત્યારે શરૂ કરો.

સોક્રેટીસ

હું શું કરવા ધારૂં છું તે કહુ ?

ક્રીટન.

કઇ બાબતમા ?

સોક્રેટીસ.

હું મારા ચહેરાને લપેટીને બોલવા ધારૂં છું, કે જેથી બને તેટલી ઝડપથી હું વ્યાખ્યાન પૂરૂં કરી શકું, અને તમારી સામે જોતાં શરમ આવવાથી વચ્ચે અટકી ન પડું.

ફીડ્રસ.

વારૂ, તમે બોલો એટલે બસ. બીજી બધી બાબતોનું ગમે તે કરો.

સોક્રેટીસ

આ લિજીઅન કહેવાતી શારદાઓ આવો, પછી એમ તમે તમારા ગીતના સ્વભાવને લઈને કહેવાતી હો, કે ગાનપ્રિય લિજીઅનોની જાતિને લીધે તમને એ નામ મળ્યું હોય,–આવો, અને આ મારો માયાળુ મિત્ર મને જે વાત કહેવાની ફરજ પાડે છે. તેમા મદદ કરો, કે જેથી કરીને તેનો માનીતો લેખક જે અત્યાર સુધી તેને દક્ષ દેખાયો છે તે હવે એથી પણ વધારે દક્ષ દેખાય.

કોઈક કાલમાં એક છોકરો હશે, અથવા કહો કે તરુણ, અને અનુપમ ખૂબસૂરતીવાળો. હવે આ તરુણને ઘણા સ્નેહીઓ હતા. પણ એમાનો એક પહોંચેલો આદમી હતો, કે તેણે પોતે પોતના હરીફો કરતા લેશ પણ ઓછા આવેશથી ચાહતો ન હોવા છતાં, તરુણને એમ મનાવેલું, કે જાણે પોતે તેને ચાહતો નથી. અને એક દિવસ તે આગ્રહ કરતો હતો, ત્યારે તેણે આજ વાત સિદ્ધ કરવાનું માથે લીધેલું, કે આવેશવાળા સ્નેહીના કરતાં આવેશરહિત

સ્નેહી પર વધારે મહેરબાનીની થવી ઘટે. અને આ રહી તેની ગણિતી

જેમને સારી રીતે વિચારવાની ઇચ્છા હોય, તેમને માટે વિષય શરૂ કરવાની માત્ર એક પદ્ધતિ છે જે વસ્તુ ઉપર પોતે વિચાર કરે છે, તે વસ્તુ શી છે એ તો તેમણે જાણવું જ જોઇએ, નહીં તો અવશ્ય તેઓ ખોટે માર્ગે જવાના પણ ઘણાખરા માણસો એટલું સમજતા નથી, કે પોતાને દરેક વિશિષ્ટ વસ્તુના મૂળ સ્વભાવનું અજ્ઞાન છે તેટલા માટે તેઓ ધારી લે છે કે પોતાને આ જ્ઞાન છે, અને તેથી સવાલની શરૂઆતમાં બન્ને પરસ્પર સમજુત થતી નથી, અને પરિણામે તેઓ સ્વાભાવિક પરિણામ પ્રગટ કરે છે, કે પોતાની સાથે અને પરસ્પરમાં અસંગતિ તેટલા માટે જે દોષને આપણે બીજાઓમાં વખોડીએ છીએ, તેમાં તમે અને હું ન પડીએ તો સારૂં પણ આપણી આગળ જે સવાલ છે તે તો એ છે, કે મિત્રતામાં સ્નેહ ઇષ્ટ છે, કે સ્નેહનો અભાવ, તેટલા માટે ચાલો આપણે પરસ્પર સંમતિથી પ્રથમ તો સ્નેહની એક વ્યાખ્યા સ્થાપિત કરીએ, કે જેથી તેનો સ્વભાવ અને તેની શક્તિઓ સમજાય, અને પછી એ તરફ જોયા કરીને ચાલો આપણે વિચારીએ, કે તે પરિણામમાં લાભકારક છે, કે હાનિકારક છે હવે સ્નેહ

એક પ્રકારની કામના કે ઇચ્છા છે, એ દરેકને સ્પષ્ટ છે, અ
બીજી તરફ એ પણ એટલુંજ સ્પષ્ટ છે, કે સ્નેહમાં
હોઇએ તોપણ આપણે સુંદર પદાર્થોને ઇચ્છીએ છીએ
ત્યારે આપણે સ્નેહીને શી રીતે ઓળખવો ? વળી આપ
ધ્યાનમા રાખવું જોઇએ, કે આપણામાના દરેકમા બે શાસ
અને નિયામક તત્ત્વો હોય છે, કે જેનાથી આપણે જ્યાં
લઇ જાય ત્યાં દોરાઇએ છીએ; એક આનંદની જન્મદ
ઇચ્છા તથા બીજું ઉત્કર્ષની અભિલાષા કરતો મેળવેલે
વિવેક. હવે આ બે તત્ત્વો કોઇ વાર પરસ્પર અનુકૂલ હો
છે, અને કોઇ વાર આપણી અંદર વિરોધ જગાડે છે, તથ
એક વાર એકનું અને બીજી વાર બીજાનું પ્રાધાન્ય થાય છે
જ્યારે વિવેક આપણને શુદ્ધ વિચારથી સદ્ગુણ તરફ દો
છે, અને પોતાનો અધિકાર સ્થાપિત કરે છે, ત્યારે
અધિકારને આપણે મિતાચારનું નામ આપીએ છીએ; પ
જ્યારે ઇચ્છા અથવા કામના વિચાર વગર આપણને આનં
તરફ ઘસડે છે, અને આપણી અંદર પોતાનું પ્રાધાન્ય સ્થા
છે, ત્યારે એ અધિકાર અતિયોગ કહેવાય છે. હવે, તમા
જાણવું જોઇએ, કે અતિયોગને જેમ ઘણા ભાગો તથા ઘણ
રૂપો છે, તેમ તેનાં નામ પણ ઘણાં છે. અને આ રૂપોમાંથી
જેનું પ્રાધાન્ય થયું હોય, તે એવાળા માણસને પોતાના
નામથી અંકિત કરે છે, કે જે આબરૂ આપે તેવું કે રાખ

ાયક નથી ઉદાહરણ તરીકે, જ્યારે ભોજન સંબધી ઇચ્છા
ોપરિ વિચારશક્તિ તથા બીજી ઇચ્છાઓ ઉપર પ્રાધાન્ય
ળવે છે, ત્યારે તે અકરાતિયાપણું કહેવાય છે, અને
વાળા આદમીને અકરાતિયો કહેવામાં આવે છે. વળી, જો
ીવાની બાબતમાં તેણે અધિકાર જમાવી લીધો હોય અને
ાળા આદમીને આ દિશામાં ઘસડતી હોય, તો તેને
ું નામ મળશે, એ મારે કહેવાની જરૂર નથી. અને આમાં
થત આ નામને મળતાં નામ આ ઇચ્છાઓને મળતી ઇચ્છા-
ઓને અપાય છે, તેટલા માટે કોઇ પણ વખતે જે ઇચ્છા
ધાન હોય તેનું યોગ્ય નામ શું, એ પણ તુરત સ્પષ્ટ થઇ
ાય છે. હવે આ પ્રસ્તાવનાના શબ્દો દાખલ કરવાનો મારો
ેતુ તમને સારી રીતે સમજાયો હશે, પણ કશી વસ્તુ
ેવી સ્પષ્ટ નથી, કે જે બોલવાથી વધારે સ્પષ્ટ ન થઇ શકે.
યારે કામના વિવેકનો અનાદર કરીને અને જે સત્ય તરફ
ોરે છે તે વિચારશક્તિને હરાવીને સૌન્દર્ય જે આનંદ પ્રેરી
ાકે તેની દિશામાં ચાલે છે, અને વળી જ્યારે તેને મળતી
ઇચ્છાઓની અસરથી તે પાર્થિવ રૂપોના સૌન્દર્ય તરફ તીવ્ર
ગતિથી ચલાયમાન થાય છે, ત્યારે તે અતિ તીવ્ર ગતિને
લીધે તેને એક અભિધાન મળે છે, અને તે સ્નેહ કહેવાય
છે. પણ વારૂ મારા વ્હાલા ફીડ્રસ, મને જેમ લાગે છે તેમ
તમને નથી લાગતું, કે હું કઇક દૈવી પ્રેરણાથી બોલું છું?

ફીડ્રસ.

એમાં તો કશો શક નથી, સોક્રેટીસ, કે કોઈક
પ્રવાહથી તમારી વાણી વહી રહી છે.

સોક્રેટીસ.

તો શાંતિથી મારા શબ્દો સાંભળ્યા કરો,
ખરેખર જે જગ્યા ઉપર આપણે બેઠા છીએ તે
ભૂમિ લાગે છે. એટલે જો કદાચ વ્યાખ્યાન ચલાવતા
વતા સ્થાનના પ્રાણીના પ્રભાવથી હું મૂર્છિત થા
તમારે તેથી વિસ્મિત થવુ નહીં; કારણકે મારી
વાણી છંદોબદ્ધ વાણીથી બહુ દૂર નથી.

ફીડ્રસ.

ખરી વાત, બહુ દૂર નથી.

સોક્રેટીસ

અને એ માટે તમે જવાબદાર છો, ફીડ્રસ. પણ
બાકીનું વ્યાખ્યાન સાંભળો, કારણકે કદાચ મને
થશે નહીં. પણ એ તો જેમ દેવની ઇચ્છા હશે તેમ
આપણે તો સુંદર જુવાન સંબંધી આપણી વાતચી
પાછા આવીએ.

યારે આવો, મારા મગમ તરુણ ચર્ચવાના વિષયની
યા બરાબર આપેલી છે, એટલે આવેશસહિત તથા
રહિત સ્નેહીની સ્પર્ધા સ્વીકારવામા તમને પરિણામે
ભ અથવા ની હાનિ થવાનો સંભવ છે, તે વિચારતાં
યા આપણી નજર આગળ રાખીએ જે માણસ કામ-
વાસિત થના હોય, અને ગમ્મતનો ગુલામ હોય,
તેને લાગે છે, કે તે પોતાના પ્રિયજનને પોતાને જેમ
તેમ વધાર આનંદ મળે એવુ સાધન બનાવ્યા વગર
શકે નહીં હવે, સાદા માણસને જે કંઈ વસ્તુ તેની
ાથી વિરુદ્ધ જતી નથી તે સ્હેજ આનંદ આપે છે,
જે કોઈ ઉત્કર્ષનો કે સમાનતાનો પ્રાયના કરે,
તે નાખુશ થાય છે તેવા માટે સ્નેહી પણ, જો
વી ગનતુ હશે તો, પોતાના પ્રિયજનને પોતાથી ચડિ
ા કે પોતાની સમાન થવા દેશે નહીં, પરંતુ નિરંતર
ઉતારી પાડવાને અને નીચો બનાવવાને યત્ન કરશે.
અજ્ઞાન વિદ્યાથી ઉતરતુ છે, બીકણતા હિંમતથી, વક્તૃ
ની અશક્તિ વક્તાની કલાથી, અને બુદ્ધિની જડતા
રિત બુદ્ધિથી આવી અને બીજી ઘણી માનસિક ખામીઓ
કુદરતથી અંતસ્થિત હોય, તો તે પોતાના પ્રિયજનમાં
ઇને સ્નેહી પ્રસન્ન થયા વગર રહે નહીં, અને જો તે
ળવણીથી ઉત્પન્ન થતી હોય, તો તે દાખલ કરવાને તેણે

પ્રયત્ન કરવો જોઇએ, અથવા કામનાની તૃપ્તિનો ત્યાગ કરવો જોઇએ. પરિણામ એ થાય છે, કે તમારો સ્નેહી તમારા તરફ અદેખી આંખથી જોશે, અને ઘણી કિંમતી પિછાનો કે જેથી તમારા પુરુષત્વનો સૌથી વધારે વિકાસ થાય, તેથી તમને દૂર રાખીને તે તમને ગંભીર હાનિ કરશે, અને સૌથી મોટી હાનિ જે બાબત તમને સૌથી સારી રીતે ડાહ્યા બનાવી શકે તેનાથી તમને વિયુક્ત રાખીને કરશેઃ અર્થાત દેવી ફિલસુફીના અભ્યાસથી, કે જેનાથી તમારો સ્નેહી તમને બનશે ત્યાં સુધી અલગ રાખશે, એવી ધાસ્તીથી, કે એ શીખવાથી કદાચ તમે તેનો તિરસ્કાર કરો. અને આટલાથી સંતુષ્ટ ન થતાં તે એવી યુક્તિ કરશે, કે જેથી તમે દરેક વિષયના સંપૂર્ણ અજ્ઞાનમાં રહો, એટલે કે દરેક વિષયમાં તેની પાસેથી માહિતી મેળવવાની તમને ફરજ પડેઃ કારણકે તમારી એ પ્રકારની સ્થિતિથી તેને તીવ્રમા તીવ્ર આનંદ થાય તેમ છે, જોકે તમને પોતાને તેથી પાયમાલી જેવી હાનિ થાય. એટલે માનસિક સુધારાની બાબતમાં તો જે સ્નેહી આવેશમાં હોય તેના કરતાં બીજો કોઇ પણ નાયક તથા ઓબતી તમને ઓછો લાભકારક હોઇ શકે નહીં.

'હવે, જો તમારો સ્વામી અર્થે ઘણી એવો માણસ હોય, કે જે સદ્ગુણને છોડીને આનંદને અનુસર્યો વગ[illegible]

શી શકે નહીં, તો તમારા શરીરને કેવી ટેવો પડે, અને
તેમને કેવા પ્રકારની શારીરિક કેળવણી મળે, તે આપણે
વિચારીએ. એવો માણસ કોઇ નાજુક છોકરાની પાછળ
ફરતો દેખાશે, કે જે અંગોમાં કસાયેલ નહીં હોય, પણ
એકબીજામાં મળી જતાં આરોની છાયા નીચે લાડમાં
ઉછર્યો હશે, જે મર્દોની મહેનત અને નીરોગી પરસેવાથી
અપરિચિત હશે, પન ઓરતના જીવનના માર્દવથી અપ-
રિચિત નહીં હોય, કુદરતની ખુબીઓની ખામી હોવાથી
પોતાના અંગોને ખોટા રંગો તથા ઘરેણાથી શણગાર
તા હશે, અને સંક્ષેપમાં અની સ્વાભાવિક ગતે મહ-
તામી બધી ક્રિયાઓમાં નિમગ્ન હશે એ ક્રિયાઓ શી
છે, એ તમે એવી સારી રીતે જાણો છે, કે મારે તેમના
સંબંધી વધારે વિસ્તાર કરવાની જરૂર નથી: પન એક
સામાન્ય વર્ગમાં તેમનો સર્વાળો કરીને હું વિષયના બીજા
ભાગને ઉપાડીશ. એ ક્રિયાઓ એવી છે, કે જે કોઇ તરુણનું
શરીર તેમાં કેળવાયું હોય છે, તે લડાઇના વખતમા અને
બીધા સંકટના પ્રસંગોમાં પોતાના દુશ્મનોને વિશ્વાસ, પણ
પોતાના મિત્રો તથા સ્નેહીઓ સુદ્ધાને ધાસ્તી પયદા કરશે.

આ બધી ખુલ્લી વાતો જવા દઇને હવે આપણે એ
તપાસ કરીએ, કે સ્નેહીના સાહચર્ય અને વ્યવસ્થાથી

તમારાં ભવિષ્યને શાં લાભ કે હાનિ થવાનો સંભવ છે. એ દરેક માણસને સ્પષ્ટ થવું જોઇએ, અને સ્નેહીને પોતાને તો સૌથી વધારે, કે તેના પ્રિયજનના સૌથી વ્હાલા, સૌથી માનીતા, અને સૌથી પવિત્ર ખજાના દૂર થાય, એ કરતા બીજી કોઇ પણ વસ્તુને તે વધારે આગ્રહથી ઇચ્છશે નહીં! તેનાં માતાપિતા તથા સંબધીઓ અને મિત્રોથી તેને વિયુક્ત જોઇને તે રાજી થશે, કારણકે પ્રિયજન સાથેના જે વ્યવહારને તે સૌથી વધારે ચાહે છે, તેના માર્ગમાં એ સૌને તે ટીકાકારો અને પ્રતિબંધો તરીકેજ દેખે છે. વળી, જો કોઇ જુવાનની પાસ સોનાની કે બીજા કોઇ પદાર્થની મિલકત હશે, તો તે મુશ્કેલીમાં ફસાયો હોય તે વખતના જેટલી નહેલાઇથી શિકાર થશે નહીં, તેમ તેને ગમે તેમ ચલાવી શકાશે નહીં, અને આ પ્રમાણે પોતાના પ્રિય જનની પાસે દોલત હશે, તો સ્નેહી તેની અદેખાઇ કર્યા વગર, અને તેની હાનિ થતાં અંતઃકરણથી પ્રસન્ન થયા વગર રહી શકશે નહીં. એથી પણ વધારે, તે બને તેટલા લાંબા વખત સુધી પત્ની, કે બાળક, કે ઘર વગરનો રહે તેમાં તે રાજી થશે, કારણકે લાંબામાં લાંબા વખત સુધી પોતાના આનંદોનો સંપૂર્ણ ઉપભોગ કરવાને તે ઇચ્છતો હોય છે.

મને ખબર છે, કે દુનિયામાં આ સિવાય બીજી

ખરાબીઓ પણ છે, જેકે એવી થોડીજ છે, કે જેની સાથે કોઇક દેવતાએ ક્ષણિક તૃપ્તિનું મિશ્રણ ન કર્યું હોય. ઉદાહરણ તરીકે, બુભુક્ષિત એક ત્રાસદાયક અને ઝેરી રાક્ષસ છે, છતાં કુદરતે તેના ચાળાઓમાં પણ અમુક ખુબી મૂકેલી છે. વળી, રખાતને એક ભયકર ખરાબી તરીકે તિરસ્કારી શકાય; અને એવાં બીજા ઘણા માણસો તથા પ્રવૃત્તિઓની સામે એજ અપવાદ લાવી શકાય, જેકે ચાલતી ઘડીમા તો તેઓ તીવ્રમા તીવ્ર આનદ આપી શકે છે પણ સ્નેહી પોતાના પ્રિયજનને હાનિકારક હોવા ઉપરાંત હમેશાના વ્યવહારમા અતિશય અણગમતો થઇ પડે છે. એવી એક જૂની કહેવત છે, કે જુવાન જુવાનથી પ્રસન્ન થાય છે, તથા ઘરડા ઘરડાથી અને તેનુ કારણ મને એ લાગે છે, કે વયની સમાનતાને લીધે આન દની સમાનતા હોય છે, અને એ સમાનતાથી મૈત્રી જન્મ પામે છે પણ સમાનોના વ્યવહારમા પણ કંટાળો નથી આવતો, એમ નથી અને ઉપરાત, દરેક કાર્યમા દરેક માણસને બલાત્કાર અપ્રિય લાગે છે, એમ કહેવાય છે, અને આ ખરાબી એવી છે, કે જે બંને વચ્ચે સમભાવની ખામી હોવા ઉપરાત, પ્રિયજન પોતાના સ્નેહીના સમાગમમાં સૌથી વધારે અનુભવે છે. કારણકે એક ઘરડો માણસ જુવાનનો સોબતી છે, કે જે પોતાનું ચાલે ત્યાં સુધી દિવસ કે રાત કદાપિ તેને છોડતો નથી, પણ અનિવાર્ય આવે-

ગથી આગળ ધસડાય છે. જ્યાં સુધી તેને દષ્ટિ, શ્રુતિ, સ્પર્શ, અને દરેક ઇંદ્રિયથી તે સુંદર જુવાનની હાજરીનું ભાન થયા કરે છે, ત્યા સુધી એ આવેગ તેને પરમ આનંદ આપ્યા કરે છે, એટલે કે નિરંતર તેની બાજુને વળગી રહેવાના કરતાં બીજું કશું તે વધારે ચાહતો નથી પણ જો આપણે સ્નેહના પાત્રને વિચારીએ તો હું એમ પૂછુ છું. કે તેને બદલામાં એવુ કયુ આશ્વાસન અથવા એવો કયો આનંદ મળે તેમ છે, કે જેથી કરીને એ લાંબા સાહચર્યથી તેને કંટાળાની પરાકાષ્ઠા થતી અટકે? કારણકે તેની આગળ હમેશા વૃદ્ધાવસ્થાનું કરમાયલુ વદન રહેલુ હોય છે, અને તે પણ તે ના સહગામીઓ સાથે, કે જેના નામ લેવા પણ આપણને ગમતાં નથી, ત્યારે બલાત્કારે આપણને તેનો સંસર્ગ થાય તે તો કેમજ ગમે? ઉપરાંત દરેક પ્રસંગે અને દરેક મંડળીમાં તેને દોષદર્શી અવલોકનની સામે સાવધાન રહેવું પડે છે, જ્યારે કાનો તેને અઘટિત અને અતિશયોક્ત તારીફ સાંભળવી પડે છે, અથવા તેના સ્નેહીના અપ્રમત્ત તરફથી અસહ્ય ઠપકા સાંભળવા પડે છે. અને જ્યારે તે અતિપાનથી પ્રમત્ત થયો હોય, ત્યારે તો તેણે એવી ઉઘાડી અને બીભત્સ વાણી સાભળવાની આશા રાખવી, કે જે સાંભળવી અસહ્ય છે, એટલુ જ નહીં, પણ ત્રાસદાયક છે.

અને જો, આવેશ ટકી રહે તે અરસામાં સ્નેહી હાનિ-

કષ્ટક તથા અપ્રિય છે, તો અવશ્ય, જ્યારે તેનો આવેશ શમી જશે. ત્યારે તો બાકીના જીવનમાં તે પોતાના પ્રિયજનનો દ્રોહી થયા વગર રહેશે નહીં. કારણકે ઘનાં વચનો આપીને, બહુક ઘના સોગન અને વિનવણાંથી પણ ભવિષ્યના લાભની ખાતર તેના સમાગમનો વર્તમાન બોજો સહન કરવાને તે તેને મુશ્કેલ સમજાવી શકયો હશે હા, હું કહું છુ, કે જ્યારે બદલો આપવો જોઇએ. તે વખતે તેને માલુમ પડે છે, કે તેની છાતીનાં એક નવો શાસક અને એક નવો પ્રભુ આવેલ છે, અર્થાત્, આવેશ તથા ઉન્માદને બદલે ડહાપણ અને મિતાચાર, અને કે તે એક નવો માણસ થયેલ છે, જોકે તેના પ્રિયજનને એ ફેરફારની ખબર નથી. એટલે પેલો જુવાન આગલી કૃપાઓનો બદલો માગે છે, અને બંને વચ્ચે વાચા અને કર્મણા જે વીતેલ હોય તે સૌની યાદ આપે છે, એવું માનીને, કે પોતે એજ વ્યક્તિની પાસે બોલે છે પણ પેલો તો શરમનો માર્યો પોતાનામાં થયેલ. ફેરફાર કહી શકતો નથી, તેમ આગલા ઉન્મત્ત શાસનનાં સોગનો અને વચનો પૂરા પણ કરી શકતો નથી, કારણકે હવે તેના હૃદયમા ડહાપન અને મિતાચારે પોતાનુ તખ્ત કર્યું છે, એવી ધાસ્તીથી, કે જો તે અગાઉની માફક આચરણ કરશે, તો તે અગાઉ હતો તેવો થઇ જશે, અને પોતાની જૂની સ્થિતિમાં પાછો આવશે. અને આ પ્રમાણે

તે એક ન્હાસેડુ થાય છે, અને જ્યાં તે એક વાર સ્નેહી હતો, ત્યાં તેને પરાણે છેતરનાર થવું પડે છે, અને એક ક્ષણમા તે પાછળ પડનાર મટીને જેની પાછળ પડવામાં આવે છે તે બને છેઃ કારણકે પેલા જુવાનને તો રીસ અને શાપ સહિત તેનું અનુસરણ કરવાની ફરજ પડે છે, કારણકે અફસોસ! તેને પહેલેથીજ એ ખબર નહોતી, કે તેણે જે સ્નેહમાં અને તેટલા માટે દીવાનો હોય તેના પર કૃપાઓ કરવી ન જોઇએ, પણ જે સ્નેહમાં ન હોય, અને પોતાની શુદ્ધિ બુદ્ધિ રાખી રહ્યો હોય, તેના ઉપર કરવી જોઇએ, કારણકે જો સ્નેહી ઉપર કૃપા કરશે, તો તેને એક વિશ્વાસઘાતક, ચીડિયા, અદેખા કંગાલને આધીન થવું પડશે, કે જે તેના માલને નુકસાન કરશે, અને શારીરિક સ્થિતિને હાનિ કરશે, પણ સૌથી મોટી હાનિ તો તેના આત્માના સંસ્કારને કરશે, કે જેના કરતાં દેવો તથા માનવો બંનેની નજરમાં બીજી કોઇ પણ વસ્તુ વધારે કિંમતી નથી, તેમ કદાપિ થશે નહીં. મારા સુંદર જુવાન, હું બોલ્યો છું તે શબ્દો ઉપર ઊંડો વિચાર કરો, અને યાદ રાખો કે સ્નેહીની મિત્રતા એ કંઇ શુભેચ્છાની પ્રીતિ નથી, પણ જે તૃપ્ત થવાને કામે છે તેવી કામનાથી,

"જેમ વરૂઓ ઘેટાંને ચાહે છે, તેમ સ્નેહીઓ પોતાના પ્રિયજનોને ચાહે છે."

અરે ક્રીટૂમ! મને ધાસ્તી હતી એજ વાત! હવે મારી પાસેથી બીજો એક પણ શબ્દ સાંભળવાની આશા ન રાખવી, પણ મારૂં બોલવું અહીં ખતમ થાય છે, તેથીજ મતોવ પકડવો.

ક્રીટૂમ.

કેમ, સોક્રેટીસ, મને તો લાગ્યુ કે, હજી તો વ્યાખ્યાન માત્ર અર્ધું થયુ છે અને આવેશરહિત આશકના દાવાને ટેકો આપવામા પણ તમે બીજુ એટલું બોલશો. અને પેલાની વિરુદ્ધ તે જે લાભો આપી શકે તેમ છે તે ગણી બતાવશો ત્યારે કેમ તમે બંધ રાખો છો?

સોક્રેટીસ

મારા વિદ્વાન મિત્ર, તમે શુ જોયુ નહીં, કે મારી વાણી આવેશથી આગળ ચાલી હતી, અને વીર રસથી ઉછળતી હતી, અને તે પણ જ્યારે હુ દોષ દેવામા રોકાયો હતો ત્યારે? ત્યારે કૃપા કરીને એ કલ્પના કરશો કે જો હું સ્તુતિ શરૂ કરીશ તો મારૂં શું થશે? તમે શું જાણુત નથી, કે જે વાગ્દેવીઓની અસર નીચે તમે મને હેતુપૂર્વક મૂક્યો છે, તેઓ મને અવશ્ય હર્ષોન્માદમાં લાવી મૂકશે એટલે એવી સ્થિતિની ધાસ્તીથી હું તમને સંક્ષેપમાં કહું

છું, કે એકના જે દોષો મેં કહ્યા છે તેથી વિરુદ્ધ ગુણોજ હું બીજાને આરોપું છું. અને જ્યારે બંને પક્ષ સબંધી પુરતું બોલાઈ ગયું છે, ત્યારે વિસ્તીર્ણ વ્યાખ્યાનની જરૂર પણ શી છે? અને આ પ્રમાણે મારી કથાને તેને લાયક સત્કાર મળશે; અને હુ તો તમે મને કઇ વધારે ગંભીર બાબતની ફરજ પાડો તે પહેલા ઘેર પહોચી જઇશ

ફીડ્રસ.

હાલ નહીં, સોક્રેટીસ, દિવસનો તાપ નમી જાય ત્યા સુધી નહીં શું તમે જોતા નથી, કે સૂર્ય મધ્યાહ્ન સુધી ચડી ચૂકયો છે? તો કૃપા કરીને થોભો, અને જે કહેવાયુ છે તે સંબધી આપણે સાથે વાતચિત કરીએ, તથા ઠંડક થાય કે તરત ઘેર પાછા ફરીએ

સોક્રેટીસ.

ફીડ્રસ, તમારા વ્યાખ્યાનો સહિત તમે એક વિલક્ષણ આદમી છો, તમે મને છેક વિસ્મિત કરો છો હુ માનું છું કે તમારા જીવનમા જેટલા વ્યાખ્યાનો રચાયા છે, તેમાંનો મોટો ભાગ દુનિયામાં કોઇ બીજા માણસને લીધે નહીં પણ તમારે લીધે રચાયેલ છે, પછી તે તમારી પોતાની કૃતિ હોય, કે સારી કે નરસી યુક્તિઓથી તમે બીજા કોઇની

પાસેથી કઢાવેલ હોય. જો આપણે થીઓસના સિમ્મિઆસને બાદ કરીએ, તો કોઇ તમારી સાથે સ્પર્ધા કરી શકે તેમ નથી. અને ફરી હમણાં એક બીજા વ્યાખ્યાનનો જન્મ થવાનો છે, તેના પણ તમે કારણભૂત છો

ફીડ્રસ.

બેશક, એ કંઇ ખરાબ ખબર નથી; પણ એમ શી રીતે છે, અને તમે કયા વ્યાખ્યાનની વાત કરો છો?

સોક્રેટીસ

જેવો હું નદી ઓળંગતો હતો, તેવો મને મગ દેવી ગુરુનો આદેશ આવ્યો હવે, કોઇક વસ્તુ હું કરવાનો હોઉં, તેમાં મને અટકાવવો હોય, તે સિવાય એ આદેશ મને કદાપિ થતો નથી. અને મને લાગ્યુ, કે જાણે આજ સ્થાનમાંથી એવો અવાઝ આવ્યો, કે જાણે મેં સ્વર્ગની સામે કોઇ અપરાધ કર્યો હોય, અને હું શુદ્ધ થાઉં, તે પહેલાં મારે આ સ્થાન છોડવું નહીં હવે, તમને ખબર હશે, કે મારામાં કંઇક પયગંબરી કુશળતા છે, કંઇ બહુ નથી, પણ સાધારણ લેખકોની માફક મારા કામપુરતી છે. અને આ પ્રમાણે હોવાથી મારી ભૂલ આખરે હું સ્પષ્ટ જોઇ શકયો છું. હું આખરે એમ કહું છું, કારણકે, મારા ભલા મિત્ર,

હું તમને ખાતરી આપું છું કે આત્મા પણ કોઈક રીતે પયગંબરી છે કારણકે થોડા વખત ઉપર જ્યારે હું એ વ્યાખ્યાન બોલતો હતો, ત્યારે મારો આત્મા મને કંટકિત કરતો હતો, અને ઇબિકસ કહે છે તેમ, મારો ચહેરો પારસ્તીર્થ આંખો થયો હતો કે રખે હું સ્વર્ગની ઊંચી અદાલતની સામે કંઈક અપરાધ કરીને પૃથ્વી ઉપર આબરૂ મેળવતો હોઉં. પણ હવે મે મારૂં પાપ શોધી કાઢ્યું છે.

ફીડ્રસ

અને વારૂ તે શું છે?

સોક્રેટીસ.

ઓ ફીડ્રસ, તમે પોતે જે વ્યાખ્યાન અહીં લાવ્યા તે ત્રાસદાયક હતું, અને મને જે બોલવાની તમે ફરજ પાડી તે પણ તેવુંજ હતું.

ફીડ્રસ.

કેવી રીતે એ ત્રાસદાયક હતાં?

સોક્રેટીસ.

એ વ્યાખ્યાનો બેવકૂફીથી ભરેલાં અને સાથે કંઈક અધાર્મિક પણ હતાં; અને એથી વધારે ત્રાસદાયક શું હોય?

પ્રીડ્રસ.

જો તમારો આરોપ ખરો હોય તો કશું નહીં.

સોક્રેટીસ.

અને શું તે ખરો નથી? તમે શું સ્નેહને એફ્રોડાઇટીનો પુત્ર અને એક દેવ ગણતા નથી?

ફીડ્રસ.

તે એ પ્રકારનો કહેવાય છે, બેશક

સોક્રેટીસ

લિસિઆસના વ્યાખ્યાનમા તો બેશક તે તેવો જણાયો નથી, તેમ મારા ઉપર તમે જાદુ કર્યું, તે પછી તમારૂં જે વ્યાખ્યાન મારા મોઢામાથી બોલાયું, તેમા પણ નહીં નહીં, જો સ્નેહ એક દેવ હોય, અથવા દેવી હોય, અને ખરેખર તે તેવોજ છે, તો તે કશી ખગળી-વાળો હોઇ શકે નહીં; છતા આ બન્ને વ્યાખ્યાનોમા તેને તેવો બતાવવામાં આવેલ છે. તેટલા માટે સ્નેહના સંબંધમાં આ તે વ્યાખ્યાનોનો અપરાધ છે: અને માત્ર આ નહીં, પણ જોકે તેમની અંદર એક પણ શબ્દ નિર્દોષ કે સાચો નથી, છતાં હસવું આવે તેવી સરલતાથી ભાષ

એવી ગંભીર રાખવામાં આવેલ છે, કે જાણે વાત મહત્ત્વની હોય, અને તે કદાચ એવી આશાથી હશે, કે તે કોઇક નિર્માલ્ય મૂર્ખોને છેતરી શકશે, અને તેમનામાં પ્રતિષ્ઠા પણ પામી શકશે. તેટલા માટે ઓ ફ્રીડ્સ, મારે તો પ્રાયશ્ચિત્ત કરવુંજ જોઇએ. અને જે લોકો પુરાણ કથાઓના સંબંધમ પાપ કરે છે, તેમને માટે પ્રાયશ્ચિતનો એક પ્રાચીન પ્રકાર છે, કે જે સ્ટેસિકોરસ જાણતો હતો, જોકે હોમર નહીં કારણકે જ્યારે હેલનને દોષ દેવા સારૂ તેની દર્શન શક્તિ ગુમ થઇ ગઈ, ત્યારે હોમરની માફક તે કારણથી અજાણ્યો નહોતો, પણ વાગ્દેવીઓનો સાચો ભક્ત હોઈને તેણે પોતાનો દોષ જાણ્યો, અને તરત ગાન કર્યું, કેઃ-
"એ ગાઉ વ તન એ હું હતું-હકીકત એ છે, કે તું વહાણો પર ચડેલ નથી. તેમ ટ્રૅાયની દિવાલો સુધી કદાપિ ગયો નથી"

અને એ પ્રમાણે જેવું તેણે પોતાનું વિપરીત ગાન પૂરૂં કર્યું, કે તરત તેને દૃષ્ટિ પ્રાપ્ત થઇ. પણ હું એ બને કવિઓના કરતાં એક બાબતમાં વધારે ડહાપણ વાપરીશ. સ્નેહની નિંદા કરવા માટે મારા પર કંઈ આફત ઉતરે, તે પહેલાં પ્રાયશ્ચિત્ત તરીકે હું મારો વિપરીત વાદ તેને અર્પણ કરીશ, અને તે પહેલાંની માફક શરમથી ઢાંકેલે નહીં પણ ખુલ્લે મસ્તકે.

ફીડ્રસ.

આના કરતાં મને વધારે આનંદ થાય એવી કંઇ પણ વાત તમે બોલી શકયા ન હોત.

સોક્રેટીસ

મારા ભલા મિત્ર, હું તમારી વાત માનું છું, કારણકે જેમ મને તેમ તમને સુદ્ધા લાગે છે, કે આપણાં બંને વ્યાખ્યાનોનો ધ્વનિ ઘણો બેશરમ હતો. કારણકે ધારો, કે કોઇક સૌમ્ય અને ઉદાર લાગણીનો માણસ, કે જેને હાલ અથવા પોતાની ઝિંદગીના વીતેલા કોઇ વખતમાં સમાન સ્વભાવના તરુણની સાથે સ્નેહ થયો હોય, તેનાથી તે સંભળાઇ ગયા હોય તો ? ઉદાહરણ તરીકે, જો તે આપણને એમ કહેતા સાભળે, કે સ્નેહનું જરાક કારણ મળતાં સ્નેહીઓને પ્રબળ દ્વેષ થઇ આવે છે, અને તેઓ પોતાના પ્રિયજનોના અદેખા તથા ભયંકર સોબતી થઇ પડે છે, તો તમે એ શું શકય માનો છો, કે તે એમ કલ્પના કર્યા વગર રહી શકે, કે એ પ્રમાણે બોલનારા આદમીઓ ખારવાઓમાં ઉછરેલા હોવા જોઇએ, અને તેમને કોઇ પણ સાચા આવેશનો અનુભવ હોવો સંભવિત નથી, અને શું તે આપણે કરેલી સ્નેહની નિંદા ન્યાયપુરસ્સર નથી, એમ કહ્યા વગર રહેશે ? -

ફીડ્રસ.

{ બેશક નહીં, સોક્રેટીસ.

સોક્રેટીસ.

ત્યારે, આ પ્રકારના સ્નેહી તરફ સદ્ભાવથી તથા સ્નેહના દેવની પોતાની ભીતિને લીધે, આપણે અત્યાર સુધી જે સાંભળ્યું તેના ખરા સ્વાદને, હું એક નવીન અને મધુર વ્યાખ્યાનથી જાણે કે ધોઇ નાખવા ચાહું છું. અને હું લિસિઆસને પણ ભલામણ કરીશ, કે તેણે બનતી ત્વરાથી એવું સિદ્ધ કરવું, કે બીજી બધી સ્થિતિ સરખી હોય તો સ્નેહરહિતના કરતાં સ્નેહીની માગણીને પસંદ કરવી જોઇએ.

ફીડ્રસ.

એ પ્રમાણે થશે, તેમાં તમારે કશી શંકા ન રાખવી, સોક્રેટીસ. તમે સ્નેહની તમારી સ્તુતિ ઉચ્ચારશો, તો લિસિઆસ પણ એજ પક્ષની બીજી સ્તુતિ રચવામાંથી બચી શકશે નહીં

સોક્રેટીસ.

વારૂ, એ બાબતમાં તો, જ્યાં સુધી તમે જે છો તે છો, ત્યાં સુધી હું તમારા પર વિશ્વાસ રાખી શકું.

ફીડ્રસ.

ત્યારે વિશ્રામથી ચલાવ્યે રાખો.

સોક્રેટીસ.

પણ હું એ જાણવા ચાહું છું, કે જેને સંબોધીને મેં મારું આગલું વ્યાખ્યાન આપ્યું, તે તરુણ કયાં છે? કારણકે તે આ વ્યાખ્યાન સાંભળ્યા વગર રહી જાય, અને ઉતાવળમાં આવેશરહિત આશકની માગણીને અનુમોદન આપે, તો મને તેને વાસ્તે ખેદ થાય

ફીડ્રસ

અહીં તે તમારી બાજુમાં બેઠો છે, અને જ્યારે તમને તેની જરૂર હશે, ત્યારે તૈયાર છે.

સોક્રેટીસ.

ત્યારે તમારે સમજવું જોઈએ, મારા સુંદર તરુણ, કે મારૂં આગલું વ્યાખ્યાન ફીલિંપ્રિય પાઇથોકલીઝના ગમતી પુત્ર ફીડ્રસનું કૃત્ય હતું, કે જે મિરિનસના હીંગબોળના ક્યારાઓમાં ઉછરેલ છે, પણ હમણાંજ જે વ્યાખ્યાન હું આપવા ધારૂં છું, તે માટે હું પ્રેરિત કવિ, પવિત્ર સુફેમસના

પુત્ર, એસિકોરસને આભારી છું, કે જે હિમેશમાં સ્નેહના મંત્રામાં કેળવાયેલો હતો. હવે, એ આ પ્રમાણે શરૂ થવું જોઇએ:—

જે વાત એમ કહે છે, કે સ્નેહી વર્તમાન હોય, તે છતાં ન-સ્નેહી તરફ કૃપા દર્શાવવી જોઇએ, કારણકે એક દીવાનો છે, અને બીજો શાણો છે, તે ખોટી છે. કારણકે દીવાનાપણું બૂરૂં છે, એ જો અપવાદ વગર સત્ય હોય, તો એ વચનથી કશી હાનિ નથી; પણ હકીકત એ છે, કે આપણી મોટામાં મોટી ઇષ્ટ વસ્તુઓને માટે આપણે દીવાનાપણાના આભારી છીએ, જો માત્ર તે દૈવથી બક્ષાયલું હોય તો. કારણકે, તમને સુવિદિત છે, કે ડેલ્ફીની પયગંબરીએ તથા ડેડોનાની પૂજારણોએ ઉન્માદની ક્ષણોમાં ગ્રીસનાં માણસો અને નગરોની મોટી અને ભવ્ય સેવા બજાવી છે, પણ શાણપણની સ્થિતિમાં અલ્પ અથવા બિલકુલ નહીં.

અને જો આપણે સિબિલ તથા બીજાં સર્વ, કે જેમણે પ્રેરિત ભાવિદર્શન વડે ઘણાં માણસોને ઘણી બાબતો અગાઉથી કહેલી છે, અને એ પ્રમાણે તેમના ભાવી માર્ગોમાં તેમને બરાબર ચલાવ્યા છે, તેમના સંબંધી બોલીએ, તો જે વાતની સૌને ખબર છે, તે કહેવાથી નિરર્થક વિસ્તાર થાય. છતાં,

એક હકીકત એવી છે, કે જે આપણે ગાંભીર્યથી વિચારવી ઘટે છે; એટલે હું એમ કહેવા ચાહું છું, કે પ્રાચીન કાલના નામ પાડનારાઓના મત પ્રમાણે ઉન્માદમાં કશી અપકીર્ત્તિ કે નિંદા નહોતી; નહીંતો (ગ્રીક ભાષામાં) એજ નામ તેમણે, જેથી ભવિષ્ય જાણી શકાય છે, તે સૌથી ભવ્ય કલાને પણ આપ્યું ન હોત. નહીં, તેઓ તો માનતા કે જ્યારે દૈવની કૃપાથી પ્રેરિત હોય ત્યારે તે એક ભવ્ય વસ્તુ છે, અને તેટલા માટે તેમણે તેને એ નામ આપેલું. પાછલા ઝમાનાના હલકા સંસ્કારથીજ એક અક્ષરનો ઉમેરો થઈને શબ્દ ફરી ગયો છે. એજ પ્રમાણે તમને માલુમ પડશે, કે ભવિષ્યની શોધ, કે જે શુદ્ધ બુદ્ધિવાળા લોકો પક્ષીઓ અને બીજાં નિમિત્તોના સાધનથી ચલાવે છે, તેનું પ્રથમ (ગ્રીક ભાષામા) એક નામ હતું, કારણકે માણસો વિચાર દ્વારા પોતાનાજ મનમાંથી બુદ્ધિ અને માહિતી મેળવતાં; પણ અર્વાચીનોને એ શબ્દથી સંતોષ ન થતા તેમણે તેમાં એક સ્વરનો વધારો કર્યો છે. તો જે પ્રમાણે નામ અને શક્તિ બંનેમાં ભવિષ્યવાદ શકુનપરીક્ષણના કરતાં વધારે પૂર્ણ અને કિંમતી વસ્તુ છે, તે પ્રમાણે પ્રાચીનોના અભિપ્રાયને લીધે, ઉન્માદ શુદ્ધ બુદ્ધિના કરતાં અને દૈવની પ્રેરણા મનુષ્યની બનાવટના કરતાં વધારે ભવ્ય વસ્તુ છે વળી, તે દુઃખદાયક વ્યાધિઓ - અને ભયંકર વેદનાઓ, કે જે કોઈક જૂના

"પૂર્વજના અપરાધને લીધે, તમે જાણો છો તેમ, અમુક કુટુંબોમાં ચાલુ રહ્યાં હતાં, તેમને વાસ્તે, યોગ્ય માણસોના હૃદયમા પ્રવેશ કરીને, તથા યોગ્ય માણસોની આગળ તેના રહસ્યો પ્રગટ કરીને, ઉન્માદે ઉપાય આપેલ છે, કારણકે તેથી માણસ દેવોની પ્રાર્થના અને સેવાનો આશ્રય લેતો, અને શુદ્ધિની ક્રિયાઓથી તે વર્તમાન તથા ભવિષ્યને માટે નીરોગી બનતો, એટલે કે, જો તે યોગ્ય રીતે ઉન્માદ અને આવેશમા આવતો, તો પોતાને વીંટાએલાં દુઃખોમાથી બચવાનો તેને માર્ગ દેખાતો અને ઉપરાંત, શારદાઓથી પ્રેરિત થતો પણ એક આવેશ અને ઉન્માદ છે, કે જે કોઇક સુકોમલ આત્માને પકડે છે, અને તેને એવો ક્ષુભિત કરે છે, કે તે પુરાતન કાલના અસખ્ય કર્મોને પાછલા ઝમાનાઓના ઉપદેશને વાસ્તે કાવ્યના રૂપમાં શણગારે છે 'પણ જે કોઇ શારદાઓના ઉન્માદ વગર કવિતાનાં દ્વારે ઠોકવા આપે છે, અને એવું ગુમાન રાખે છે, કે કદાચ કલાના બલથી પોતે સમર્થ કવિ થઇ શકશે, તે નિરાશ થઇને પાછો ફરે છે, અને તેની ઇન્દ્રિયની કવિતા ઉન્માદની કવિતની આગળ ઝાખી થઇ જાય છે.

આવા અને આથી પણ વધારે ભવ્ય પરિણામો સંબધી હું તમને કહી શકું, કે જે દેવોએ પ્રેરેલા ઉન્માદમાથી

પ્રસરે છે. તેટલા માટે જે ખાસ પરિણામને આપણે વિચા-
રીએ છીએ તે માટે આપણે કશી ધાસ્તી રાખવી ઘટતી
નથી, તેમ કોઇ પણ દલીલોથી ગભરાઇ તથા ડરી જઇને
એમ માનવું ઉચિત નથી, કે આપણે આપણા મિત્ર તરીકે
આવેશવાળાને નહીં પણ સમજુ આદમીને પસંદ કરવો
જોઇએ. નહીં, જ્યાં સુધી આપણો સામાવાળો એ સ્પષ્ટ
કરી આપે નહીં, કે સ્નેહીને તથા સ્નેહપાત્રને દેવ જે સ્નેહ
મોકલે છે, તે કશા ભલા માટે નથી, ત્યાં સુધી ફતેહના
ખયાલમાં આપણે તેને જવા દઇશું નહીં. બીજી તરફ,
આપણી પાસે એવો પુરાવો છે, કે માણસને તેના
સર્વોપરિ હિતની ખાતર આવો ઉન્માદ બક્ષાય છે હવે,
અને ખબર છે, કે મારો પુરાવો પ્રપંચ વિવાદકથી મનાશે
નહીં, પણ ખરા ડાહ્યા માણસોની નજરમાં તે ખાતરી કરી
આપશે. ત્યારે, પ્રથમ તો મારે માનવી અને દૈવી બંને
આત્માના સ્વભાવ વિષેનું સત્ય તપાસવું જોઇએ અને તે
માટે તેની સ્થિતિઓ તથા શક્તિઓનું અવલોકન કરવું
જોઇએ. અને મારૂં પ્રતિપાદન હું આ પ્રમાણે શરૂ કરૂં છું:—

દરેક આત્મા અમર છે કારણકે જે કંઇ સતત
ગતિમાં છે તે અમર છે. હવે, જે વસ્તુ બીજીને ચલાવે
છે અને બીજીથી ચાલિત થાય છે, તે જેમ ચલાની

બંધ પડે, તેમ જીવતી પણ બંધ પડે; માત્ર જે પોતાનો કદાપિ ત્યાગ ન કરતા પોતાને ચલાવે છે, તેજ કદાપિ ગતિમા બંધ પડતી નથી, બલકે ચલાતી બીજી દરેક વસ્તુની ગતિનો પ્રભવ તથા આદિ છે હવે જે આદિ છે તે અસૃષ્ટ છે, કારણકે જે કઇ વસ્તુ સુજાય છે, તે એક આદિમાથી સુજાવી જોઇએ, પણ આદિ પોતે કશામાથી નહીં· કારણકે જો આદિ કોઇ પણ વસ્તુમાથી સુજી શકાય, તો પછી તે આદિ કહેવાય નહીં વળી, તે અસૃષ્ટ છે, તેટલા માટે તે અવશ્ય અવિનાશી પણ હોવો જોઇએ કારણકે જો એક આદિનો નાશ થાય, તો કોઇએ વખત તે કશામાથી સુજી શકાય નહીં, તેમ જો દરેક વસ્તુ એક આદિમાથીજ સુજવાની હોય, અને તેમજ છે, તો બીજી કોઇ વસ્તુ પણ તેમાથી સુજી શકાય નહીં ત્યારે આ પ્રમાણે આપણે જોઇએ છીએ, કે જે સ્વય ચાલિત છે તે ગતિના આદિ છે, અને તેવો હોવાથી તે સુજી શકાય નહીં તેમ નષ્ટ પણ થાય નહીં, નહીં તો આખા વિશ્વનો અને આખી સૃષ્ટિનો અત આવે, અને બધુ બંધ પડી જાય, તથા પછી કદાપિ તેમને તે ન મળે, કે જે વડે તેમને ગતિમા મૂકી શકાય, અને સત્તામા લવી શકાય અને જે પોતાથી ચાલિત થાય છે તે અમર છે, એમ આપણને માલુમ પડયું છે, તેથી કોઇ પણ એમ કહેવામા અચકાશે નહીં, કે આ

સ્વગતિની શક્તિ આત્માના તત્ત્વમાં અને તેની વ્યાખ્યામાંજ સૂચિત છે. કારણકે જેને બહારથી ગતિ મળે છે, તે દરેક વસ્તુને આપણે અનાત્મ કહીએ છીએ; પણ જેને પોતાની અંદરથી ગતિ મળે છે, તેને આત્મા છે એમ બોલીએ છીએ, જાણે કે એમાંજ આત્માનો સ્વભાવ રહેલો હોય તેમ. અને જો એ સત્ય હોય, કે જે સ્વયંચાલિત છે તે આત્મા સિવાય બીજું કશું નથી, તો એ અવશ્ય ફલિત થાય છે, કે આત્મા અસષ્ટ અને અમર બંને હોવો જોઇએ. તેની અમરતાના સંબંધમાં આટલાથી બસ થશે.

તેનું રૂપ વિચારતા આપણે નીચેની રીતે આગળ ચાલીએ. આત્મા શું છે એ સમજાવવું, એ તો એક લાંબો અને દેવોને લાયક પ્રયાસ થાય. તે કોને મળતો આવે છે, તે કહેવું, તે ટકું અને માનુષ કાર્ય છે ત્યારે ચાલો આપણે એ પાછલો યત્ન કરીએ; ચાલો આપણે કહીએ કે આત્મા બે પાંખવાળા ઘોડા અને એક સારથીની સંયુક્ત શક્તિને મળતો આવે છે. હવે, દેવોના તો ઘોડાઓ અને સારથીઓ પોતે સારા હોય છે, અને સારા વંશના જુદા હોય છે, પણ ઇતર સર્વનાં લક્ષણ અને ઉછેર મિશ્ર હોય છે. પ્રથમ, આપણ માણસોના સંબંધમાં સર્વોપરિ શાસકને બે ઘોડા ચલાવવાના છે, જેમાંનો એક પોતે ઉમદા તથા ઉમદા

વંશનો છે, અને બીજો વિરુદ્ધ સ્વભાવનો તથા વંશનો અને આથી અવશ્ય ફલિત થાય છે, કે એ ઘોડાને ચલા વાનું કામ આપણે માટે બિલકુલ સહેલું કે સુખદ નથી આ સ્થળે આપણે મરણશીલ અને અમર પ્રાણી એટલે શું તે સ્પષ્ટ કરવાનો યત્ન કરવો જોઇએ. જે કંઇ આત્મા છે સર્વ જેને આત્મા નથી તેના ઉપર સરદારી ભોગવે છે, અ સમગ્ર સ્વર્ગમાં ચોકી કરે છે, અને એક વાર એક રૂપમાં તો બીજી વાર બીજા રૂપમાં દેખાય છે. જ્યારે તે સંપૂર્ણ અને પૂ પીંછાંવાળો હોય છે, ત્યારે તે ઉપરની હવામાં ફરે અને આખા વિશ્વને નિયમિત કરે છે; પણ જે આત્મા પોતાનાં પીંછાં ખોયાં હોય છે, તે કંઇ સંગીન વિરામસ્થા મળે ત્યાં સુધી નીચે અણાય છે; અને જ્યારે તે ત્યાં સ્થિ થાય છે, એટલે કે જ્યારે તે ત્યાં પાર્થિવ શરીર ધારણ ક છે, કે જે તેના નવા નિવાસીની શક્તિને લીધે સ્વયંચાલિ થવાને પાત્ર જણાય છે, ત્યારે તે આખાને પ્રાણીનું ના મળે છે; અર્થાત્, આત્મા તથા શરીરના આ સંયુક્ત પદા થંને, અને વિશેષમાં તેને નશ્વરનું અભિધાન મળે છે બીજી તરફ, અમરને એ નામ કોઇ માનુષી તર્કના અનુ માનમાંથી અપાયલું નથી; પણ કોઈએ દેવને કદાપિ જોય વગર તેમ તેના સંબંધી પુરતો ખયાલ બાંધ્યા વગર, આ પણે તેની એક અમર પ્રાણી તરીકે કલ્પના કરીએ છીએ

જેને આત્મા છે તેમ શરીર સુદ્ધાં છે, અને બંને શા-
ત કાલથી ગાઢ સંયોગમાં છે. પણ આ બાબત હું દેવને
મે તેમ હોવા અને કહેવાવા રહેવા દઉં છું—મારૂં કર્તવ્ય
ાવ તે કારણ શોધવાનું છે, કે જેથી આત્માનાં પીંછાં
ડી પડે છે. મને લાગે છે કે એ કંઇક નીચેના પ્રકારનું છે.

પાંખની સ્વાભવિક શકિત વજનદાર વસ્તુઓને ઉન્નત
રવાની અને તેમને તે ઉચ્ચતર પ્રદેશોમાં લઇ જવાની છે,
ક જ્યાં દેવોની જાતિ વસે છે. અને શરીરને લગતા બધા
ાગોમા તેને કદાચ.(આત્માની સાથે) દૈવી પ્રકૃતિના મોથી
ધ્ધ રે અશ મળેલ છે. હવે સૌદર્ય, ડહાપણ, વીરત્વ અને
એવા બધા ગુણો આ પ્રકારના છે. એટલે એમને લીધે આત્માના
પીંછાં મુખ્યત્વે કરીને પોષાય છે અને વધે છે, તથા કુરૂપ,
દુર્ગુણ અને એવાં બધા વિરુદ્ધોથી તે ક્ષીણ થાય છે, અને
નાશ પામે છે. ઝીઅસ, કે જે સ્વર્ગમા મહાન પ્રમુખ છે,
અને પાંખોવાળી ગાડીમાં ફરે છે, તે પ્રથમ પ્રવાસ કરે છે,
અને વસ્તુઓને વ્યવસ્થિત તથા શાસિત કરે છે; તથા તેની
પાછળ દેવા અને આદિત્યોનું એક ટોળું આવે
છે, કે જે અગિયાર વિભાગોમાં ગોઠવાયલું હોય છે, કાર-
ણકે હેસ્ટિયા એકલી દેવોની હવેલીઓમાં ઘેર રહે છે; પણ
બીજી શાસક શકિતઓ, કે જેમને બારની સંખ્યામાં પોતાનું

સ્થાન હોય છે, તે આ એક સેનાને મોખરે તેમને માટે નિયત થએલા ક્રમમાં કુચ કરે છે. હવે, એ ખરૂં છે, કે સ્વર્ગની સીમામાં અનેક મોહિત કરે તેવા દેખાવો અને ઉઘડતા માર્ગો છે, કે જેના ઉપર પોતપોતાના કાર્યમાં નિયુક્ત રહીને ધન્ય દેવોનું કુટુંબ વિચરે છે; અને વખતો વખત જેમને ઇચ્છા અને શકિત બંને હોય છે, તેઓ તેમને અનુસરે છે. કારણકે સ્વર્ગીય મંડલમાં અદેખાઇને સ્થાન નથી. પણ જ્યારે જ્યારે તેઓ ભોજન અને આનંદ કરવા જાય છે, ત્યારે તેઓ તરત એક સીધા ચઢાવને માર્ગે સ્વર્ગીય ઘુમટના શિખર તરફ સંચરે છે. હવે દેવોના રથો સમાન પરિમાણના હોય છે, તથા લગામને અધીન રહીને સહેલાઇથી ચાલે છે, પણ બીજા બધા મુશ્કેલીથી; કારણકે તેમને દુર્ગુણી સ્વભાવના ઘોડા અંતરાય કરે છે, કે જે, જો તેને સારથી પાસેથી સારી કેળવણી ન મળી હોય, તો તેને પૃથ્વી તરફવાળે છે અને પાડે છે. જેમ થતાં આત્માને સર્વોપરિ દુઃખ અને વેદનાનો અનુભવ થાય છે. કારણકે જેમને આપણે અમર કહ્યા. તેઓ જ્યારે સર્વોપરિ ઊંચાઇએ પહોંચે છે, ત્યારે બહાર જાય છે; અને સ્વર્ગની બહારની સપાટી ઉપર ઉભા રહે છે, અને જેવા તેઓ ઉભા રહે છે તેવા તેઓ તેની ચક્રગતિમાં વહાય છે, અને બહારના દેખાવ ઉપર નજર કરે છે. હવે આકાશની પારના તે પ્રદેશ સંબંધી કોઇ પણ પાર્થિવ કવિએ અદ્યાપિ

ગાન કરેલ નથી, તેમ ઉચિત સ્વરૂપમાં કદાપિ કરી શકશે નહીં. પણ આ તેનું રૂપ છે; કારણકે ખરેખર સત્ય કહેવાની હિંમત ધરવી જોઇએ, ખાસ કરીને સત્ય મારો વિષય છે, એટલા માટે. સાચી સત્તા, રંગહીન, રૂપહીન, અને અસ્પૃશ્ય, જે આત્માના સુકાન ઉપર બેસે છે તે બુદ્ધિનેજ દૃશ્ય, અને જેની સાથે સાચી વિદ્યાના કુટુંબને નિસ્બત છે, તેનો નિવાસ આ પ્રદેશમાં છે એટલે અમરોનું મન, કે જે સમજણ અને શુદ્ધ વિદ્યાથી પોષાય છે, તથા દરેક આત્માનું મન, કે જેને તેને યોગ્ય વારસો મળવાનું નિર્માણ હોય છે, તે એ તત્ત્વને જોઇને પ્રસન્ન થાય છે, કે જેનો તેને એટલા લાંબા વખત સુધી પરિચય હોતો નથી, અને સ્વર્ગના પરિક્રમણને લીધે તે એજ બિંદુએ પાછું આવે. ત્યાં સુધી તે સત્યના પ્રકાશથી પોષાય છે, અને ખીલે છે. અને પરિક્રમણ દરમિયાન તે શુદ્ધ ન્યાયને, શુદ્ધ મિતાચારને, અને શુદ્ધ વિદ્યાને દેખે છે; અને તે મહિમા દેખાય છે તેમ નહીં, કે જે વિવિધ રૂપોને આપણે હાલના વખતમા સદ્વસ્તુઓ કહીએ છીએ તે રૂપમાં નહીં, પણ જે વાસ્તવિક અને તાત્ત્વિક સત્તા છે, તેની અંદર જે ન્યાય, મિતાચાર, તથા વિદ્યા વર્તમાન છે, તેમને. અને જ્યારે એ પ્રમાણે તે સમગ્ર તાત્ત્વિક વિશ્વ જોઇ રહે છે, અને દર્શનનો ઉપભોગ કરી રહે છે, ત્યારે તે સ્વર્ગના અંદરના ભાગમાં ઉતરે છે, અને

પોતાના ધામમાં ફરીને આવે છે. અને તે આવી પહો
ચતાં સારથી ઘોડાઓને ઘોડારમાં લઇ જાય છે, અને તેમન
આગળ દૈવી ભોજન મૂકે છે, તથા સાથે પીવાને તેમને
અમૃત આપે છે. દેવોનું જીવન આવું છે; પણ બીજા આત્મા
ઓમાંથી, જે કોઇ દેવને સૈથી વધારે અનુસરે છે તથા તેને
સૌથી વધારે સદૃશ છે, તે પોતાના સ રથીનુ મસ્તક બાહ્યન
પ્રદેશમાં ઉન્નત કરવાની અ દર સફલ થાય છે, અને તે અમ
રોની સાથે તેમના પરિક્રમણમાં બહાય છે, જોકે ઘોડાઓને લીધે
તેને દુઃખદ પ્રતિરોધ થય છે, અને તે વાસ્તવિક નત્ત્વ
ઓને ભાગ્યેજ નિહાળી શકે છે; અને બીજો વાનફ્રન્તી
ચઢે છે અને પડે છે, અને તેના ઘોડા એટલા જોરથી કૂદે
છે, કે આ સત્તાઓના એક ભાગ ઉપરાંત કશું વધારે તે જોઇ
શકતો નથી પણ સાધારણ સમૂહ અમુક અંતરે અનુસરે
છે, અને જોકે તે બધાને ઉચ્ચતર લોક માટે જવલત
ઇચ્છા હોય છે, તોપણ ત્યાં ન પહોંચવાને લીધે તેઓ
ઉતરતા તત્ત્વની ભીનાશમાં પરિક્રમણ કરે છે, અને એકથી
એક આગળ જવાના પ્રયત્નોમાં એકબીજાને છૂંદે છે, તથા
વગાડે છે. આમાંથી અતિશય ક્ષોભ, અને આયામ, અને
પરઃસ્વેદ પરિણમે છે; અને એમાં સારથીઓની અકુશળ-
તાથી ઘણા આત્માઓ છિન્નભિન્ન થાય છે; અને કચરા-
કુચરીમાં ઘણાનાં ઘણાં પીંછાં ખોવાય છે, અને બધા

દુઃખદાયક પ્રયાસ પછી પાનું સત્યના દર્શન માટે પ્રવેશ પામી ધન્ય થયા સિવાય ચાલ્યા જાય છે, અને પાછળથી માત્ર અભિપ્રાયના ભોજન ઉપર જીવે છે.

અને હવે સત્યના ક્ષેત્ર નિહાળવાની આ મોટી ચિંતાના હેતુઓ હું તમને કહીશ આત્માના સર્વોપરિ ભાગ માટે યોગ્ય ધાન ત્યાંના મેદાનો પર ઉગે છે, અને જે પાંખ આત્માને ઊંચે વહી જાય છે, તેનો એવો સ્વભાવ છે, કે તે એથી પોષણ પામે છે, અને વળી, એવો એક અફર આદેશ છે, કે જો કોઈ પણ આત્માએ કોઈ દેવનું નિકટ સાહચર્યમાં અનુસરણ કર્યું હોય, અને કાંઇ પણ સાચાં તત્ત્વો ઓળખ્યાં હોય, તો બીજા પરિક્રમણના વખત સુધી તે હાનિથી મુક્ત રહેશે, અને જો તે આ પ્રમાણે હમેશાં સફળ થશે, તો હમેશાં અક્ષત રહેશે પણ જ્યારે ત્યારે, અનુસરણની અશક્તિથી તેણે એ ભવ્ય દર્શન ખોયું હશે, અને કોઈ દુર્ભાગ્યને લીધે વિસ્મરણ તથા અનીતિમાં પડેલ હશે અને તેથી ભાર વધતાં પીંછાં ખરી પડયાં હશે, અને આત્મા પૃથ્વી પર પતિત થયો હશે, તો એવો નિયમ છે, કે આ પ્રમાણે પતિત થયેલ આત્માને પહેલા જન્મની અંદર કોઇ પણ પાશવી સ્વભાવમાં રોપવામાં આવશે નહીં, પણ જો તેણે વાસ્તવિક સત્ય બીજાઓના કરતાં વધારે જોયેલ હશે, તો

તે એવા માણસનો ખીજમાં પ્રવિષ્ટ થશે, કે જે ડહાપણનો ચાહનાર અથવા સૌંદર્યનો ચાહનાર અથવા શા.રદાઓ અને પ્રેમનો ભકત થવાનો હોય; જો તે બીજા વર્ગનો હશે, તો તે કોઇ બંધારણ પ્રમાણે રાજ્ય કરનારના અથવા કેઇ લડવૈયાના, કે હુકમ આપવાને યોગ્ય માણસના રૂપમાં પ્રવેશ કરશે; જે ત્રીજા વર્ગનો હશે, તે કોઇ રાજપુરુષ, અથવા નાહ્રવટી અથવા વેપારી થશે;ચોથા વર્ગનો કોઇ મહેનતુ કસરતનો ઉસ્તાદ અથવા વૈદ્યક કલાનો અન્તેવાસી થશે; પાંચમા વર્ગનો કોઇ ભવિષ્યવાદી અથવા મંત્રશાસ્ત્રી થશે; છઠ્ઠા વર્ગનો કોઇ કવિ અથવા બીજા કોઇ અનુકારી કલાધરનું રૂપ લેશે; સાતમા વર્ગનો કારીગર અથવા ખેડુત થશે: આઠમા વર્ગનો પંડિત અથવા વક્તાનો ધંધો કરશે; અને નવમા વર્ગનો સર્વાધિકારી રાજા થશે. આ બધી વિવિધ સ્થિતિઓમાં જેઓ ન્યાયપુરસ્સર જીવ્યા હશે, તેમની પાછળથી બેહતર સ્થિતિ થશે; અને જેઓ અન્યાયથી જીવ્યા હશે, તેમની વધારે ખરાબ થશે. કારણકે દરેક આત્મા જે સ્થાનેથી નીકળે છે, ત્યાં તે દસ હજાર વરસ સુધી પાછો આવતો નથી; તે ફિલસુફીના નિર્દોષ આશકનો અથવા છોકરાઓના ફિલસુફ સ્નેહીનો આત્મા હોય, તે સિવાય પીંછાં પાછાં મેળવતાં તેને એટલો બધો વખત લાગે છે. પણ આ આત્માઓ, જો તેમણે ઉપરાઉપરી ત્રણ વાર આ પ્રકારનું જીવન

પસંદ કર્યું હોય, તો પોતાના ત્રીજા પરિક્રમણમાં પીંછા પાછાં મેળવે છે, અને પરિક્રમણ પૂરૂં થતાં વિદાય થાય છે. પણ બાકીના સૌની તેમની પહેલી જિંદગી પૂરી થતા પરીક્ષા થાય છે; અને હુકમનામા પ્રમાણે કેટલાએક પૃથ્વીની નીચેના કારાગૃહોમા પોતાનાં પાપને માટે સહન કરવા જાય છે, તથા બીજાઓ પોતાની પરીક્ષાના ગુણ વડે કોઇક સ્વર્ગીય સ્થાન તરફ ધીરેથી લઇ જવાય છે, કે જ્યાં તેઓ નશ્વર રૂપમા પોતે જે જીવન જીવ્યા હોય, તેને ઘટિત રીતે દિવસો ગુજારે છે પણ હજારમા વરસમા બન્ને પ્રકારના આત્માઓ પોતાના બીજા જીવનમાં ભાગ લેવા તથા પસંદગી કરવા પાછા આવે છે, અને જે કઇ તેમને ગમે છે તે તેઓ પસંદ કરે છે અને ત્યારે પછી માનવ આત્મા પશુના જીવનમા પેસે છે, અને જે પશુ એક વાર માણસ હતો, તેમાથી આત્મા નીકળીને ફરી માણસમા આવે છે. કારણકે જે આત્માએ સત્યને બિલકુલ જોયેલ ન હોય, તે કદાપિ માનવ રૂપમા પેસી શકતો નથી; કારણકે માણસને માટે એ સરત આવશ્યક છે, કે તેને સામાન્યની સમજણ હોવી જોઇએ, કે જે સામાન્ય અનેક વિશેષ અનુભવોમાથી ઉદ્ભૂત થઇને વિચાર વડે એકતામા સંબદ્ધ થાય છે અને આ બીજું કશું નથી, પણ તે વસ્તુઓનું સંસ્મરણ છે, કે જે ગત કાલમા કોઇ દેવની સાથે પ્રવાસ કરતાં આપણા આત્માએ જોયેલ

હોય છે, અને આપણે હાલ જેને સત્ કહીએ છીએ, તેનાથી ઉપર દૃષ્ટિ કરીને સનાતન તત્ત્વના પ્રદેશમાં પોતાનું મસ્તક ઉન્નત કર્યું હોય છે. અને આ પ્રમાણે તમે જોઇ શકશો, કે માત્ર ફિલસુફનું મન પોતાનાં પીંછાં પાછાં મેળવે છે, એ ન્યાયપુરસ્સર છે, કારણકે પોતાની સર્વોપરિ શક્તિ પ્રમાણે એ ભવ્ય દર્શન ઉપર તે સ્મૃતિમાં નિત્યાભિયુક્ત હોય છે, કે જેને નિહાળવાથી દેવ પોતે દૈવી છે. અને માણસ ખરેખર પૂર્ણ થાય છે, તે આવાં સ્મારકોના ખરા ઉપયોગથી તથા નિરંતર પૂર્ણ મંત્રોમાં પોતાને પૂર્ણ કરવાથીજ થઇ શકે છે. પણ આવો માણસ દુનિયાઇ પ્રપંચોથી અલગ રહે છે, અને દૈવના મનનમા નિમગ્ન રહે છે, તેટલા માટે પ્રાકૃત લોકો તેને દીવાનો ગણીને ઠપકો આપે છે, કારણકે પ્રાકૃત લોકો જોઇ શકતા નથી, કે તે ઇશ્વરથી પ્રેરિત છે.

હવે ચોથા પ્રકારના ઉન્માદ સંબંધી આપણી દલીલનો પ્રવાહ કયા અનુમાન સુધી પહોંચ્યો છે, તે દેખાશે, કે જે ઉન્માદથી માણસ ત્યારે પ્રેરાય છે, કે જ્યારે આ નીચલા લોકમાં સૌંદર્યન દર્શનથી ઉપલી દુનિયાના સાચા સૌંદર્યનું તેને એવું સ્મરણ થાય છે, કે તે પોતાનાં પીંછાં પાછાં મેળવવા મંડે છે, અને નવી પાંખોનું ભાન

થતાં ઊંચે ઉડવા તલસે છે, પણ શક્તિ ન્યૂન માલુમ પડતા પક્ષીની માફક ઊંચે નિહાળે છે, અને બધા નીચેના વિષયો તરફ બેદરકાર બને છે, તથા આ પ્રમાણે દીવાનો હોવાના અપવાદમાં આવે છે અને અનુમાન આ છે, કે બધા પ્રકારના આવેશોમાં, લક્ષણમાં તેમજ પ્રભવમાં આ શ્રેષ્ઠ છે, એટલે કે જેઓમાં તે થોડે અથવા પૂર્ણ અંશે હોય તેમને વાગે, અને કે જે કોઈ સુંદર પદાર્થોને ચાહે છે, તે સ્નેહીના નામને પાત્ર થાય, તે પહેલા તેનામાં આ ઉન્માદ હોવો જોઈએ કારણકે જેમ કે મેં અગાઉ કહ્યું તેમ, દરેક માણસનો આત્મા તેના જન્મના નિયમથી સનાતન સત્યનો દ્રષ્ટા થયેલો હોય છે, કારણકે નહીં તો આપણા માનવ દેહની અંદર તે કદાપિ પ્રવિષ્ટ થઈ શકયો ન હોત, છતા બધાને તેમના વર્તમાન જીવનથી ભૂતકાળનું સ્મરણ થાય, એ કંઈ છેક સહેલી વાત નથી જે સંકટના મેં તમને વાત કરી, તેની અંદર જેમને એ ઉપલી દીપ્તિઓનું માત્ર ક્ષણિક દર્શન થયું હોય છે, તેમને માટે પણ એ વાત સહેલી નથી, તેમ જેઓ આ લોક ઉપર પતિત થયા પછી નઠારા સહવાસોને લીધે કમનસીબે દુષ્ટતાના માર્ગોમાં પડી જાય છે, અને એ પવિત્ર દર્શનને ભૂલી જાય છે, તેમને માટે પણ નહીં થોડા, થોડાજ એવા રહે છે, કે જેમની આદ્ય સ્મૃતિની દુનિયા ઘટે તેવી વર્તમાન હોય છે અને આ થોડા જ્યારે

જ્યારે તેઓ ત્યાં જે જોયેલું તેનું અહીં કંઇ પણ સાદૃશ્ય દેખે છે, ત્યારે ત્યારે આશ્ચર્યથી ચકિત થાય છે, અને પોતાના આનંદને સમાવી શકતા નથી, જોકે શેનાથી તેમના પર આવી અસર થાય છે, તે તેઓ પુરતી વિવેચક શક્તિની ખામીને લીધે જાણતા નથી. હવે અહીં જે ન્યાય અને મિતાચાર અને ઇતર જેને જેને આત્માઓ કિંમતી ગણે છે, તેની મૂર્તિઓ છે, તેમાં કશો પ્રકાશ નથી: પણ સ્થૂલ અંગાં પાંગોના દોષને લીધે એવું જવલ્લેજ અને મુશ્કેલીથી બને છે, કે લોકો નકલને મળના અસલના લક્ષણને પારખી શકે. પણ જ્યારે અમે સ્વર્ગીય મંડલમાં ઝીઅસના સમૂહને અનુસરતા હતા, તથા બીજાઓ બીજા દેવોની પાછળ ચાલતા હતા ત્યારે, અને જ્યારે અમે તે ધન્ય દર્શન અને દૃશ્ય જોયેલાં, અને તે સંસ્કારમા દીક્ષિત થયેલા, કે જેને હું સંસ્કાર માત્રમાં સર્વથી ધન્ય કહેતાં ડરતો નથી, કારણકે અમે કે જેઓ તેનો ઉત્સવ પાળતા હતા, તે પૂર્ણ હતા, અને ભવિષ્ય કાલમાં જે અહિત અમને મળવાનું હતું તેથી હજી અકલંકિત હતા, અને શુદ્ધતમ પ્રકાશમાં જે દૃશ્યોના દર્શનમાં અમને ગંભીરતાથી પ્રવેશ કરાવવામાં આવ્યો હતો, તે પણ પૂર્ણ, અને સરલ, અને શાંત, અને સુખદ હતાં. અમે પોતે કંઇ ઓછા શુદ્ધ નહોતા, કારણકે ત્યાં સુધી, જેને અમે હાલ માછલી છીપને ઘસડે તેમ સાથે ઘસડીએ છીએ,

અને શરીર કહીએ છીએ, તેની અંદર દફનાયા નહોતા. અત્યાર સુધી મારી સ્મૃતિના વિલાસ માટે મને દરગુઝર કરજો, કે જે ગયેલા સુખની લાલસામાં મેં ધાર્યું હતું તે કરતાં વધારે દૂર મને લઇ આવેલ છે. હવે હું સુંદરતા ઉપર પાછો આવું છું. મેં અગાઉ કહ્યુ હતું તેમ, ત્યાં તે સમાનાની સાથે ચકચકિત પ્રકાશતી હતી, એટલુ જ નહીં, પણ જ્યારે અમે અહીં આવ્યા ત્યારે પણ અમારા સર્વથી સ્વચ્છ ઇંદ્રિય દ્વારા અમે તેને સૌથી વધારે પ્રકાશતી દીઠી છે કારણકે આપણાં શારીરિક ઇંદ્રિયોમા દૃષ્ટિ સર્વથી તીવ્ર છે, જોકે તે ડહાપણને પિછાની શકતી નથી કારણકે સુંદરતાથી જે મૂર્તિ પ્રગટ થાય છે, તેવુ આદશ્ય જો ડહાપણ કે બીજી કોઇ પણ મનોહર સત્તાનું ઇંદ્રિયની દૃષ્ટિ આગળ પ્રગટ થતુ હોત, તો તેનાથી પ્રરિત થતો આવેશ ભયંકર નીવડત. નહીં, એકી સાથે સૌથી આકર્ષક અને સૌથી સુંદર હોવાનો અધિકાર માત્ર સુંદરતાને મળેલો છે. એટલું ખરૂં, કે જે માણસની દીક્ષા પુરાતન કાલની હોય, અથવા જેણે અહીં પોતાની વિશુદ્ધિ ખોયેલ હોય તે અહીં જ્યારે સુંદરતાને જુએ છે, ત્યારે ઉપરના લોકની તાત્વિક સુંદરતા તરફ વહાતા મંદ રહે છે. એટલે સુંદર પદાર્થ ઉપર નજર કરતાં તેને કશો પૂજ્યભાવ થતો નથી, પણ દુર્વાસનાને અધીન થઇને, તે એક જંગલી પશુની માફક

પોતાની કામના તૃપ્ત કરવા પ્રયત્ન કરે છે, અને પોતાની નિરંકુશ ગતિમાં આનંદના આ અસ્વાભાવિક અનુસરણ માટે બિલકુલ ડરતો નથી કે શરમાતો નથી. પણ જ્યારે જ્યારે કોઇ માણસ એ ગુપ્ત સંસ્કારો જોઇને તાજો આવેલો હોય, અને જેણે તે સ્વર્ગીય દર્શન ઘણું જોયેલું હોય, તે કોઇ દેવના સરખા ચહેરામાં અથવા રૂપમાં મૂળ સુંદરતાની આબેહૂબ પ્રતિકૃતિ દેખે છે, ત્યારે પ્રથમ તો તેને કમ્પ કરતું શૈત્ય લાગે છે, અને એ ભયંકર સંકટમાં તેને જે ધાસ્તીઓ લાગેલી, તેમાંની કેટલીએક તે અનુભવે છે. પછી નિરખતાં નિરખતાં તે અમુક ભક્તિમય ભીતિથી પ્રેરિત થાય છે, અને જો દીવાનાપણાની અપકીર્ત્તિની તેને બીક ન હોય, તો તે પોતાના પ્રિયજનને એક દેવની મૂર્તિની માફક યજ્ઞ પણ અર્પણ કર્યા વગર રહે નહીં. તે પછી તેને શૈત્યનાં સ્વાભાવિક પરિણામોનો અનુભવ થાય છે, આકસ્મિક ફેરફાર, પરસેવો અને અપૂર્વ તાપનો ચળકાટ. કારણકે તેણે પોતાનાં નેત્રો દ્વારા સુંદરતાનો પ્રવાહ ગ્રહણ કરેલો હોય છે, અને તેથી તે ગરમ થયેલો હોય છે, તથા તેનાં જન્મનાં પીંછાંને પાણી મળેલું હોય છે. અને એ ગરમીથી જે ભાગોમાં પીંછાં ઉગે છે તે નરમ થાય છે, કે જે અત્યાર સુધી પોતાની કઠોરતાથી એટલા બધા બંધ હતા, કે પીંછાંને વધતાં પ્રતિરોધ થતો. પણ જેવું આ

પોષક આપવુ પડે છે, તેવુ પીંછાનુ સ્થૂલ ફૂલવા લાગે છે, અને મૃત્યમાથી પ્રફુટિત થવાને તથા આત્માની આખી સપાટીની નીચે વિસ્તૃત થવાને પ્રયાસ કરે છે, કારણકે પ્રાચીન કાલમા આત્મા તમામ પીંછાવાળો હતો

તેટલા માટે આ ક્રિયામા તે ઉકળી જાય છે અને અગે અગમા કપે છે, અને છોકરાને જ્યારે દાત આવે છે ત્યારે જે જાતની લાગણી થાય છે તેવીજ પેઢાની ચળ અને વેદના જે આત્મને નવી પાખો આવતી હોય છે, તે અન ભવે છે, તે તપે છે અને દુખે છે, તથા પીંછા કાઢતા ચળ વગાડે છે જ્યારે જ્યારે, ખરેખર, પ્રિયજનની સુદરતાને નિહાળવાથી અને તે સુદરતામાથી વહતા પર માણુઓ ગ્રહણ કરવાથી આત્મા આર્દ્ર અને તપ્ત થાય છે, ત્યારે તેનુ દુખ કમી થાય છ, અને તે પ્રસન્ન થાય છે, પણ જેવો તે પોતાના પ્રિયજનથી વિયુક્ત થાય છે, અને ભીનાશની તગીથી સુકાય છે, ત્યારે જે છિદ્રોમાથી પીંછા ઉગે છે, તેના મ્હોડા ભીનાશ વગર એટલા બધ થઇ જાય છે, કે તે ઉગી નિકળતા અકુરોને અટકાવે છે, અને અકુરો, આ પ્રમાણે અદર કેદ થતા દાખલ કરેલી કામનાના સહવાસમા, ઉછળતી નાડીઓની માફક ફરે છે અને જે છિદ્ર બધ છે તેની સાથે ભેકાય છે, એટલે આત્મા

અંગે અંગમાં જખમી થવાથી, દુઃખથી દીવાનો બને છે. પણ ત્યારે ફરીને તે જે સુંદર છે તેનું સ્મરણ કરે છે, અને પ્રસન્ન થાય છે. અને આ બંને લાગણીઓ સંયુક્ત હોવાથી, તે પોતાની સ્થિતિની વિલક્ષણતાથી બહુ મૂંઝાય છે, અને પોતાનું શું કરવું તે ન જાણવાને લીધે દીવાનો થાય છે, અને દીવાનાપણામાં તે રાત્રે ઊંઘી શકતો નથી, તેમ દિવસે સ્થિર બેસી શકતો નથી, પણ જ્યાં જ્યાં તેને સુંદરતાનાં પાત્રના દર્શનની આશા હોય, ત્યાં ત્યાં ઉત્સુક દૃષ્ટિથી આમતેમ દોડ્યા કરે છે. અને જ્યારે તે તેને જુએ છે, અને કામનાના તાજા પ્રવાહો પીએ છે, ત્યારે તે વિયોગથી બંધ થયેલાં વિવરોને ખુલ્લાં કરી શકે છે, અને શ્વાસ લઈને ડંખ અને વેદનાથી થોડી વાર રાહત અનુભવે છે, તથા ફરી તે આથી સ્વાદિષ્ટ આનંદ વડે ઉલ્લસિત થાય છે અને તેટલા માટે, બની શકે ત્યાં સુધી તે પ્રિયજનનું પડખું છોડતો નથી, તેમ કોઈને તેના કરતાં વધારે કિંમતી ગણતો નથી, અને માતાને, તથા ભાઈઓને, તથા મિત્રોને ભૂલી જાય છે, અને જોકે બેદરકારીથી તેની દોલતનો અપવ્યય થતો હશે, તે પણ તે તેને તુચ્છ ગણે છે, અને જે વિનય તથા સભ્યતાને માટે પોતાને એક વાર અભિમાન હતું, તેનો અત્યારે તેને તિરસ્કાર છે, અને તે ગુલામ બનીને પોતાની કામનાના પાત્રની પાસે બની શકે તેટલો

નજદીક પડયો રહેવાને તૈયાર છે; કારણકે સુંદરતાના પાત્ર માટેના પૂજ્યભાવ ઉપરાંત, તેને માલુમ પડયું છે, કે પોતાનાં તીવનમ દુઃખોનો એ એકલો વૈદ્ય છે. હવે, ઓ મારા સુંદર તરુણ, એટલે કે જેને હું આ ભાષણ સંભળાવું છું તે તમે, આ અનુરાગને મનુષ્યો સ્નેહ કહે છે; તેનું નામ દેવોની અંદર પણ સાંભળવામાં તમારી તરુણ બુદ્ધિ સ્વાભાવિક રીતે હસી પડશે. હું ભૂલતો ન હોઉં, તો કેટલાક હોમરિડાએ પોતાના ગુપ્ત કાવ્યોમાંથી ઇરોસ ઉપર બે શ્લોક આપેલા છે, જેમાંનો બીજો છેક ઉન્મત્ત છે, અને બિલકુલ છંદોબદ્ધ નથી તેઓ આ પ્રમાણે ગાય છેઃ—

તેને માનવો ખરેખર પાંખોવાળો ઇરોસ (= સ્નેહ, કામ) કહે છે,

પણ અમરો તેને ઉડવાના સ્વભાવને લીધે તેરોસ (= ઉડનાર) કહે છે.

હવે આ શ્લોક તમારે માનવા હોય તો માનો, ને ન માનવા હોય તો ન માનો, જેમ તમને યોગ્ય લાગે તેમ; છતાં એમના સંબંધી તમે ગમે તે ધારો, તોપણ સ્નેહનું કારણ તથા સ્નેહીઓની સ્થિતિ તો એમાં કહી બતાવી તેવીજ છે.

હવે, સ્નેહમાં પડનાર માણસ જો આગલા ઝીયસના અનુયાયીઓમાંનો એક હોય, તો તે પાંખ-નામી દેવનો બોજો બીજાઓના કરતાં વધારે વહન કરવાને સમર્થ હોય છે. પણ જેઓ એરીસની સેવામાં હતા, અને તેના સહવાસમાં સ્વર્ગોની ચોકી કરતા, તેઓ જ્યારે સ્નેહથી કેદ પકડાય છે, અને કોઇ પણ બાબતમાં પોતાના પ્રેમપાત્રથી પોતાને હાનિ થયેલી ધારે છે, ત્યારે લોહીના તરસ્યા બની જાય છે, અને પોતાનો તથા પોતાના પ્રિયજનનો ભોગ આપવાને તત્પર રહે છે. અને બીજા દેવોના અનુયાયીઓનું પણ એ પ્રમાણે છે. દરેક માણસ, પોતે જે કોઇ દેવના મંડળના અગાઉ હોય તેનું, જ્યાં સુધી તે ક્ષીણ થયો ન હોય, અને અહીં પોતાનો પહેલો ભવ ગુજારતો હોય ત્યાં સુધી, પોતાથી બને તેટલું સન્માન તથા અનુકરણ કરે છે, અને આ રીતે પ્રાપ્ત કરેલા વલણ પ્રમાણે તે પોતાના પ્રિયજન તરફ અને આખી દુનિયા તરફ વ્યવહાર અને વર્તન ચલાવે છે. આથી કરીને, દરેક માણસ પોતાના વિશિષ્ટ વલણને અનુકૂળ થાય તેવો પ્રેમપાત્ર સૌંદર્યની પંક્તિઓમાંથી પસંદ કરે છે; અને ત્યારે, જાણે કે પોતાની પસંદગી પોતાનો દેવ હોય, તેમ તે તેને પોતાને માટે શણગારે છે, અને તેની પૂજા કરવા સારૂ તથા ગોઠામ મહોત્સવથી તેનું સન્માન કરવા સારૂ તે તેને એક પવિત્ર

મૂર્તિની માફક કપડાં પહેરાવે છે. ત્યારે, જેઓ ઝીયસને અધીન હોય છે તેઓ, પોતાના પ્રિયજન તરીકે, જે આત્મામાં ઝીયસને મળતો હોય, તેવાને શોધે છે. અને તટલા માટે તેઓ કોઇ એવા તરુણને માટે નઝર રાખ્યા કરે છે, કે જે સ્વભાવથી ડહાપણનો આશક હોય, અને આજ્ઞા આપવાને યોગ્ય હોય; અને જ્યારે તેમને તેવો કોઈ મળે છે, અને તેના પર તેઓ આશક થાય છે, ત્યારે તેને ખરેખર તેવો બનાવવાને તેઓ બનતો બધો યત્ન કરે છે, અને જો અગાઉ તેમણે આ કામ કરેલું ન હોય, તો હવે તેમાં તેઓ આગ્રહથી પડે છે, અને દરેક સ્થળેથી શિક્ષણ શોધે છે, તથા પોતાના આત્માઓમા પણ તપાસ કરે છે. અને પોતાની અંદરના માર્ગને અનુસરીને પોતાના ઇષ્ટ દેવનો સ્વભાવ શોધી કાઢવાનો પ્રયત્ન સફળ થાય છે, કારણકે નિરંતર તેમને પોતાના દેવને અનિમિષ જોયા કરવાની ફરજ પડે છે, અને જ્યારે તે તેમની યાદદાસ્તથી ગૃહીત થાય છે, ત્યારે તેની પ્રેરણાથી તેઓ પ્રેરિત થાય છે, અને જે અંશે માણસ દેવને મળતો આવી શકે, તે અંશે તેઓ પોતાનાં લક્ષણ તથા ટેવો તેની પાસેથી મેળવે છે. અને આ સુખો પોતાના પ્રિયજનને આરોપવાથી તેઓ અગાઉના કરતા પણ તેને વધારે ચાહે છે; અને જે કંઇ પ્રવાહો તેમણે સુરાપાનીઓના પ્રેરિત પાનની માફક ઝીય-

સમાંથી ગ્રહણ કર્યો હોય છે, તે તેઓ પોતાના પ્રિયજ-નના આત્મામાં રેડે છે, કે જેથી પોતે જેને મળતા આવતા હોય, તે દેવને તે પણ બને તેટલો મળતો થાય. વળી જેઓ હેરાની મંડળીને અનુસરેલા હોય, તેઓ કોઇ રાજવી ઘાટના તરુણને શોધે છે, અને જ્યારે તે મળે છે, ત્યારે તેઓ તેના તરફ આગલાઓની રીતેજ વર્તન કરે છે. એપોલોના તથા બીજા બધા દેવોના અનુયાયીઓ પણ એમજ પ્રમાણે ચાલે છે. પોતે પોતાના વિશિષ્ટ દેવને પગલે ચાલતા હોઇને તેઓ પોતાના ચહવા સારૂ સરખા સ્વભાવના તરુણને શોધે છે. અને જ્યારે એવો તેમને મળી જાય છે, ત્યારે પોતે અનુ-કરણ કરીને, તથા પોતાના પ્રિયજનના આત્માને સમજ કરીને તથા અનુકૂળ બનાવીને, તેઓ પોતપોતાથી બની શકયા પ્રમાણે તે દેવની વિશિષ્ટ પ્રવૃત્તિમાં અને તેના લક્ષણમાં તેને દોરે છે. તેઓ તેની સાથે અદેખાઇથી કે અનુદાર કઠોરતાથી વર્તતા નથી, પણ પોતાને તથા જે દેવને પોતે ઉપાસે છે તે દેવને તે જેમ બને તેમ સંપૂર્ણ સદૃશ થાય તે માટે દરેક પ્રયત્ન કરે છે. જેઓ ખરી રીતે ચાહે છે તેમની કામના આવી સુંદર હોય છે; અને જો તેઓ તે કામનાને તૃપ્ત કરે છે, તો એ પવિત્ર સંસ્કારમાં તેમની દીક્ષા એવી સુંદર છે, અને જેને સ્નેહે દીવાનો બનાવેલ છે તે મિત્ર તરફથી મિત્રતાના પાત્રને

એટલી મુશ્કેલ નિવડવાની છે, જો માત્ર તે જિતાયો હોય તો. હવે, જે જિતાય છે તે નીચેની રીતે જિતાય છે.

આ વૃત્તાંતની શરૂઆતમાં જેમ મેં દરેક આત્માનો ત્રણ ભાગમાં વિભાગ કર્યો હતો, કે જેમાંના બે ભાગ ઘોડાને મળતા, તથા ત્રીજો ભાગ સારથીને મળતો હતો, તેમ હજી પણ એ વિભાગને આપણે પકડી રાખીએ. હવે, જો તમને યાદ હોય તો, આપણે એમ કહ્યું હતું, કે ઘોડામાંથી એક સારો અને બીજો ખરાબ હતો; પણ એકનું સારાપણું તથા બીજાનું ખરાબપણું શેમાં રહેલું છે, એ વાત ત્યારે સ્પષ્ટ કરી નહોતી, પણ હવે કરવી જોઇએ. એમાંથી જે ઘોડો ઉચ્ચતર પદવીનો છે, તે રૂપમાં સીધો અને અંગે અંગમાં સુદૃઢ છે, ઊંચી ગરદનનો, અણિયાળા નાકનો, સફેદ રંગનો, તથા કાળી આંખોવાળો છે; તે મિતાચાર તથા વિનયથી આબરૂને ચાહે છે, અને, સાચી કીર્ત્તિનો ઉપાસક હોઇને, તે ચાબુકના ઘા વગર માત્ર અવાજ તથા વિવેકથી ચાલિત થાય છે બીજી તરફ, પેલો ખરાબ ઘોડો વાંકો, ઢીંગો, બેડોળ, જાડી ગરદનનો, ટૂંકા ગળાનો, સપાટ ચહેરાનો, કાળી ચામડીનો, ભૂરી અને લોહી જેવી રાતી આંખોનો, તોફાન અને ઉદ્ધતાઇમાં તત્પર, કાનની આસપાસ કેશવાળીવાળો, સાંભળવામાં શિથિલ, અને ચાબુક તથા અણિયાળી એયને

પત ન કરનારો છે. તેટલા માટે, જ્યારે જ્યારે સારથી સ્નેહને પ્રેરિત કરનાર દૃશ્યને દેખે છે, અને તેનો સમગ્ર આત્મા ઇંદ્રિયથી તૃપ્ત થઇને ચળવળાટ તથા કામનાના ડંખથી આકુલ થાય છે, ત્યારે આજ્ઞાધીન ઘોડો, હમેશાંની માફક શરમના અંકુશને અધીન થઇને, પ્રિયજન ઉપર કૂદી પડતાં પોતાની જાતને અંકુશમાં રાખે છે: પણ પેલો બીજો સારથીના અંકુશને કે ચાબુકને ગણકારતો નથી, બલકે નિરંકુશ ઠેકડા મારીને ધસ્યા કરે છે અને પોતાની સાથેના ઘોડાને તથા ધણીને પ્રહાર કરે છે, તથા તે સુંદર તરુણની પાસે જવાની તથા વિહારની ગમ્મતોનો વિચાર કરવાની તેમને ફરજ પાડે છે. અને જોકે પ્રથમ તેઓ તે જે નિયમ વિરુદ્ધ અને ભયંકર અપરાધને માટે આગ્રહ કરે છે તેની તિરસ્કારથી સામે થાય છે, તોપણ આખરે, જ્યારે પાપનો પાર આવતો નથી, ત્યારે તેઓ તેને તાબે થઇને તથા તેના હુકમ પ્રમાણે કરવાનું કબુલ કરીને જેમ તે તેમને દોરે છે તેમ આગળ ચાલે છે. એ પ્રમાણે તેઓ પેલા સુંદર તરુણની પાસે આવી પહોંચે છે, અને જુએ છે, કે તેનો ચહેરો તમામ સુંદરતાથી ઝળકે છે. પણ એ દર્શન થતાં સારથીની સ્મૃતિ સુંદરતાના તત્ત્વ પર્યંત પાછી ફરે છે, અને તે તેને એક પવિત્ર પગથાર ઉપર જિતેંદ્રિયતાની સાથે ઉભેલી ફરી જુએ છે. અને એ દર્શનથી તેને

રોમાંચ થાય છે, અને પવિત્ર બીતિને લીધે તે ઝમીન પર ઢળી પડે છે, અને પડતાં પડતાં લગામને તે એટલા જોરથી ખેંચે છે, કે બંને ઘોડા ઘુંટણભર થઈ જાય છે, એક તો બેશક ખુશીથી, કારણકે તે સામે થતો નથી, પનુ પેલો બળવાખોર તો તોફાન કરવા છતાં. અને જ્યારે તેઓ થોડે અંતરે દૂર કરાય છે, ત્યારે આગલો શરમમાં અને વિસ્મયમાં આખા આત્માને પરસેવાથી ભીંજવે છે; પણ પેલો બીજો જ્યારે તે કડીથી અને અન્નપાનથી થયેલા કષ્ટમાંથી સાજો થાય છે અને હજી મુશ્કેલીથી શ્વાસ લેતો હોય છે, ત્યાં તો આવેશથી ગાળો ભાંડવા લાગે છે, અને પોતાના ધણીને તથા સાથીને દગાબાજ બીરુતા માટે જુસ્સાથી ઠપકો આપે છે, અને કહે છે, કે તમે આપણો કરાર તોડ્યો છે, તથા ત્યાગ કરવાના અપરાધી થયા હો. ફરી તેઓ ના પાડે છે, અને ફરી તે તેની પાસે જવા આગ્રહ કરે છે, અને જ્યારે તેઓ એ પ્રયત્ન બીજા પ્રસંગ ઉપર મુલતવી રાખવાની માગણી કરે છે, ત્યારે માંડમાંડ નાખુશીથી હા પાડે છે. પનુ જેવો નક્કી કરેલો વખત આવે છે, કે તેઓ વિસ્મૃતિનો દેખાવ કરતા હોય છે તે છતાં, તે તેમને કરારની યાદ આપે છે, તથા કૂદીને, હણહણીને, તથા ઘસડીને ફરી તે તેમને પેલા સુંદર તરુણની પાસે જવાની તથા એજ દરખાસ્તો કરવાની ફરજ પાડે છે. અને જ્યારે તેઓ

પાસે પહોચે છે, ત્યારે તે પોતાનુ માથુ નમાવે છે, અને કડી દાતની વચ્ચે રાખીને તથા નિરંકુશ થઈને તમને આગળ ધસડે છે પણ સારથીને તો અગાઉના જેવોજ જોકે પ્રબલતર અનુભવ થાય છે, આડચ આગળ સરત દોડનારાઓની માફક તે પાછો પડી જાય છે અને અગાઉના કરતા પણ વધારે સપ્ત ઝટકાથી તે તોફાની ઘોડાના દાત વચ્ચેની કડીને ખેચે છે, કે જેથી તેના જડબા તથા નિદક જીભ લોહીલોહાણ થઇ જાય છે અને તેના પગ તથા પૃષ્ટણ જમીનની સામે ઘસાતા તેને તીવ્ર વેદના થાય છે પણ આ પ્રમાણે વારવાર થતા જ્યારે તે નઠારો ઘોડો પોતાના દુર્ગુણથી મુક્ત થાય છે, ત્યારે તે નમ્ર પગવે સાન્થો જેમ ચલાવે છે તેમ ચાલે છે, અને તે સુદર તરુણનુ દર્શન થતા ભયથી ઉત્તપ્ત થાય છે એટલે કે ત્યારે, અને ત્યારેજ, એવુ બને છે, કે સ્નેહીનો આત્મા પૂજ્યભાવથી અને ભીતિથી પોતાના પ્રિયજનને અનુસરે છે અન પરિણામ એ આવે છે, કે તે તરુણની સ્નેહી તરફથી એક દેવના જેવી પૂજા થતી હોવાથી, તેમ સ્નેહીનો આવેશ ધારણ કરેલો નહીં પણ આત્માના અનુભવનો હોવાથી, અને પૂજનાર તરફ સ્વભાવથી પોતાનું પણ પ્રીતિમય વલણ હોવાથી, જોકે કદાચ ભૂતકાલમા અતિ પરિચયના દોષ ઉપર વિદ્યાર્થી બધુઓ અથવા બીજાઓની ટીકાને લીધે તેણે સ્નેહીઓને ન સત્કારવાનો

ઠરાવ કર્યો હોય, અને તેથી પ્રસ્તુત સ્નેહીનો પણ અનાદર કરવાનું તેને મન હોય, છતાં હવે પાછલો ફરી ગયેલ હોવાથી, વખત જતાં, વડીલોની પ્રેરણાથી અને નિર્માણના નિયમથી, તે તેને પરિચયની છુટ આપે છે. કારણકે ખરેખર ખરાબને માટે એવું નિર્માણ કદાપિ ન હોય, કે તે ખરાબના મિત્રો થાય, તેમ સારાને માટે એવું ન હોય, કે તેઓ સારાના મિત્ર થયા વગર રહે પણ જ્યારે દરમ્યાનનો સ્વીકાર થયો છે, અને વાતચિત તથા વ્યવહારના પ્રસંગ મળે છે, ત્યારે સ્નેહીનો અનુરાગ પ્રિયજનની સાથે નિકટ સંબંધમાં આવવાથી તેને આશ્ચર્યથી ચકિત કરે છે કારણકે તેથી તેને એ અનુભવવાની ફરજ પડે છે, કે તેના બીજા બધા મિત્રો અને સબંધીઓ જે મિત્રતા બતાવે છે, તે આ એકત્ર કરતા પણ તેના દેવપ્રેરિત મિત્રના સ્નેહની આગળ કશા હિસાબમાં નથી અને જો આ પ્રમાણે તે તેને લાંબા વખત સુધી લાભ આપે, અને કસરતની શાળાઓમાં તથા બીજા મળવાના સ્થાનોમાં નિકટમાં નિકટ ન ન રાખવા દે, તો તે પ્રવાહનો ઝરો, કે જેને ગેનીમીડીઝનો સ્નેહ થતાં ઝીયસે કામનાનું નામ આપેલું, તે પુષ્કળ પ્રેમમાં સ્નેહી ઉપર પડે છે, અને કંઇ અંશે તેની અંદર સમાય છે, અને જ્યારે તે ભરપૂર હોય છે ત્યારે કંઇ અંશે તેના ઉપર થઇને ઢોળાય છે, અને જે પ્રમાણે કોઇ પવન અથવા અવાજ

લીસા અને કઠણ પદાર્થો પર પડતા પરાવર્તન પામીને જે સ્થાનથી નિકળેલ હોય ત્યા પાછો લઇ જવાય છે, તેમ તેની આખો, કે જે તેના આત્માની કુદરતી નીક છે, તેમા થઇને સુદરતાનુ મોજુ પાછુ પેલા સુદર તરુણમા પ્રવિષ્ટ થાય છે, અને જ્યારે ત ત્યા આવે છે અને તેને નવી પાખો આપે છે, ત્યાર તે તેન ટાઓના માર્ગને સજલ કરે છે, અને તેમને ફરી ઉગવાની ફરજ પાડીને પ્રિય જનના તેમજ તેના સ્નેહીન આત્માને સ્નેહથી ભરે છે તેટલા માટે તે ર હમા છે, પણ કોની સાથે તે તે કહી શકતો નથી ખર પોતાને શુ થયુ છે તે પણ તે જાણતો નથી, તેમ કહી શકતે નથી, પણ જેમ કોઇ માણસને બીજાની દર્દી નજરથી પાતાની આખમા દર્દ ચોટે છ, તેમ તે પોતાના અનુરાગનુ ક ણ બતાવી શકતો નથી, પણ પોતાને પોતાના નેહીમા, જાણે એક કાચમા જુએ તેમ, જુએ છે, અને છતા ટેને જુએ છે તે તે જાણતો નથી અને જ્ય તેઓ સાથે હોય છે ત્યારે તેની પોતાની વેદના તેના સ્નેહીની માફ શાત રહે છે, પણ જ્યારે તેઓ વિયુ કત થાય છે ત્યાર પેલો જેમ તને માટે તેમ તે પોતાને માટે તલસે છે કારણકે તેના છાતીમા સ્નેહની પ્રતિબિબિત પ્રતિમા છે, પ્રતિદાન પામેલો સ્નેહ છ છતા તે તેને સ્નેહ કહેતો નથી પણ મિત્રતા કહે છે, અને એમજ માને છે, જો

કે તે દર્શન, ચુંબન તથા આલિંગનને માટે, પેલા બીજાના જેવીજ, જોકે કંઇ અંશે ઓછી, કામનો અનુભવે છે. અને તેટલા માટે, વકી રાખી શકાય તેમ, હવે પછીનું તેનું વર્તન નીચે પ્રમાણે થાય છે જ્યારે તેઓ પડખોપડખ પડયા હોય છે, ત્યારે સ્નેહીનો નિરંકુશ ઘોડો પોતાના સારથીને ઘણું કહે છે, અને ઘણા પ્રયાસોના બદલા તરીકે થોડા ઉપભોગનો દાવો કરે છે, પણ પેલાનો બનાવો ઘોડો કશું બોલતો નથી, છતા ત્વલન્ત અને અસ્વસ્થ હોઇને સ્નેહીને ભેટે છે, અને જેમ કોઇ વહાલા મિત્રને ચુમે તેમ તેને ચુમે છે, અને જ્યારે તેઓ એકબીજાના આલિંગનમા વિંગાયલા હોય છે, ત્યારે તે એવા વલણનો બની જાય છે, કે સ્નેહી જે કોઇ આનંદ ભોગવવાની વિનંતી કરે, તે સ્વીકારવાની તે ના પાડી શકે નહીં, પણ બીજી તરફ, તેની સાથેનો ઘોડો વિશુદ્ધિ અને વિવેકથી તેની સામે થવામા સારથી સાથે જોડાય છે. ત્યારે જો એવું દેખાય, કે તેમના સ્વભાવના બેહતર ભાગ સ્નેહીને તથા પ્રિયજનને બંનેને નિયમ તથા ફિલસુફીના જીવનની અંદર લાવવામા સફલ થયો છે, તથા તેનું પ્રાધાન્ય સ્થાપિત થયેલ છે, તો અહીંનું જીવન તેઓ સુખમા અને સંપમાં ગુજારે છે, કારણકે પોતાની જાત ઉપર તેમને અંકુશ હોય છે, અને દુનિયાની આગળ તેઓ સભ્યતાથી વર્તે છે, સબબ કે આત્માના જે ભાગમાં દુર્ગુણ રહેલો છે, તેને તેમણે

વશ કરેલો, અને જેમા સદ્ગુણ વસે છે, તેને મુકત કરેલો હોય છે, અને આખરે જ્યારે તેઓ મરણ પામે છે, ત્યારે સપક્ષ અને લઘુ બનેલા હોઇને પોતાના ત્રણ ખરા ઓલિંપિક યુદ્ધોમા તેમણે એ ઈનામ મેળવ્યુ હોય છે, કે જે કરતા મહત્તર હિત માનવ દક્ષતાથી કે દૈવી ઉન્માદથી માણસને બક્ષી શકાતુ નથી પણ જો તેઓ વધારે સ્થૂલ જીવનમા પડી ગયા હોય, કે જે જોકે પ્રતિષ્ઠાને નહીં પણ ડહાપણને પ્રતિકૂલ હોય, તો એવુ બનવાનો સભવ છે, કે મદ્યપાનની કે એવી કોઇ બેભાનીનો ક્ષણમા, પેલા બે નિરકુશ પશુઓ આત્માઓની સાવધાનત ભુલાવી દેશે અને તેમને એક સ્થાનમા સાથે લાવીને તે ક્રિયા કરશે, કે જેને દુનિયા સુખદ ગણે છે, અને એક વાર તે અનુભવ્યા પછી ભવિષ્યમા પણ તે અનુભવ્યા કરશે, જોકે સકોચથી, કારણકે એ કાર્યમા તેમના સમગ્ર મનની સમતિ હોતી નથી તેટલા માટે આ ઉભય, જ્યારે તેમનો સ્નેહ જ્વલત હોય છે ત્યારે, તેમજ જ્યારે તે શમી જાય છે ત્યારે પણ, એકબીજાને પ્રિય રહે છે, જોકે આગના એના જેવા પ્રિય નહીં, કારણકે તેઓ એમ ધારે છે, કે તેમણે એકબીજાને એવા પ્રબલતમ વચનો આપ્યા અને લીધા છે, કે કોઈ પણ વખત વિમુખ થઇને તેમનુ ઉલ્લઘન કરવાથી પાપ બેસે અને અતમા, એટલુ ખરૂ કે પાખો વગર, પણ

પીંછા નીકળ્યા પહેલા નહીં, એ રીતે તેઓ શરીર છોડીને જાય છે, એટલે કે તેમના આવેશમય ઉન્માદને માટે તેમને જે ઇનામ મળે છે તે કંઈ ક્ષુદ્ર નથી, કારણકે એવો એક નિયમ છે, કે જેમણે સ્વર્ગ તરફ જતા માર્ગમા એક ડગલુ પણ મૂક્યું હશે, તેમને પૃથ્વીની નીચેના અંધકારના મ ર્ગોમા ફરી ચાલવુ પડશે નહીં, પણ હાથમા હાથ રાખીને ચાલતા તેઓ પ્રકાશિત અને સુખી જીવન જીવશે, અને જ્યારે તેમને ફરી પાંખો આવશે, ત્યારે તેમના સ્નેહની ખાતર બ નેને સાથે આવશે

મારા સુદર તરુણ, એક સ્નેહીનો સ્નેહ જેની બક્ષેશ કરે છે, તે સુખો આવા મોટા અને આવા દૈવી છે પણ જે ચાહતો નથી, તેનો વ્યવહાર માનુષી ડહાપણથી મિશ્ર હોઇને, તથા માત્ર નશ્વર અને નિર્માલ્ય બક્ષેશો આપતો હોવાથી, ચહાતા માણસના આત્મામા એવી એક ક્ષુલ્લકતા ઉત્પન્ન કરશે, કે જેની પ્રાકૃત લોકો સદ્ગુણ તરીકે તારીફ કરે છે, અને તેથી તેને નવ હજાર વરસ સુધી પૃથ્વીની આસપાસ અને પૃથ્વીની નીચે કારણ વગર ભટકાવુ પડશે

પ્રિયતમ ઇરોસ, આ પ્રમાણે તારી આગળ હુ જેવું સુદર અને સારૂ બનાવી શકયો છુ, તેવુ આ મારૂં પ્રત્યાખ્યાન રજુ કરૂ છું, કે જે ફીડ્રસની ખાતર શબ્દ

રચનામા અને બીજી બાબતોમાં કાવ્યની ધ્વનિમા રચાયુ છે પણ અરે ! મારા આગલા વ્યાખ્યાન માટે મને ક્ષમા આપવાની કૃપા કર, અને તારી સુકોમળ દયા રાખીને તેં મને જે બક્ષેલી છે તે સ્નેહની કળા લઇ લઇશ નહી તેમ કુપિત થઇને તેને કુંઠિત કરીશ નહીં, પણ એવી બક્ષેશ કરજે, કે સુદર્શનની આંખમા મને હમેશા મહેરબાનની નજર્યા કરે અને, જો અમારા આગલા વ્યાખ્યાનમા ફીડ્રસે અને મે તને ખોટું લાગે તેવુ કશુ કહ્યુ હોય તો તે વ્યાખ્યાનના પિતા તરીકે લિસિઆસને આને ચટાવજે, અને આ પ્રકારના વ્યાખ્યાનો રચતા તેને બધ કરાવજે, અને જે પ્રમાણે તેનો ભાઇ પોલીમાર્ખસ ફિલસુફી તરફ વળ્યો છે, તે પ્રમાણે તેને ગુદ્ધા ફિલસુફી તરફ વાળજે, કે જેથી કરીને અહીં તારી આગળનો તેનો સ્નેહી અત્યારની માફક બે અભિપ્રાયોની વચ્ચે નિશ્ચકુવત રહે નહીં, પણ હૃદય તથા આત્માથી ફિલસુફીના વાર્તાલાપ સહિતના સ્નેહને પોતાનુ જીવન સમર્પિત કરે

ફીડ્રસ

સોક્રટીસ, હુ તમારી સાથે એ પ્રમાણે પ્રાર્થના કરવામા જોડાઉં છુ, કે જો આ નિર્માણ આપણે માટે બેહતર હોય, તો તથાસ્તુ પણ, તમારા આગલા વ્યાખ્યાનના કરતા

આ તમે એટલું બધું વધારે સુંદર બનાવેલ છે, કે ઘણા વખતથી મને આનંદાશ્ચર્ય લાગતું આવ્યું છે; અને મને ધાસ્તી લાગે છે, કે જો લિસિઆસ બીજું એવુ જ રચવાની તત્પરતા બતાવશે તો તે સરખામણીમા બહુ ક્ષુદ્ર જણાશે. પણ તેની તત્પરતા મ બ ધી મને શ કા છે કારણકે પેલેજ દહાડે આપણા રાજપુરુષોમાનો એક જ્યારે તેના પર હુમલો કરતો હતો ત્યારે તે આ બાબત માટેજ તેને ઠપકો આપતો હતો, અને હુમલાની દરમિયાન વારવાર તેને વ્યાખ્યાનલેખક કહ્યા કરતો હતો એટલે કદાચ પોતાની આબરૂ માટેની ચિંતથી તે એ પ્રવૃત્તિનો ત્યાગ ક શે

સોક્રેટીસ

માન તરુણ ગૃહસ્થ, તમારો ખ્યાલ અસભવિત છે, અને તમે જો એમ ધારતા હો, કે તમારો પ્રિયજન જલદીથી ડરી જાય એવો આદમી છે, તો તમારી મોટી ભૂલ થાય છે કદાચ તમે એમ પણ માનતા હશો, કે તેના પર હુમલો કરનારના શબ્દો દિલના હતા

ફીડ્રસ

દિલના હોય એમ બેશક લાગતુ હતુ, સોક્રેટીસ, અને ઉપરાત, જેમ હુ જાણુ છુ તેમ તમે પણ જાણતા હોવા

જોઇએ, કે રાજ્યની અંદર સૌથી વધારે અધિકાર અને પ્રતિષ્ઠા-વાળા માણસો વ્યાખ્યાનો રચતાં, અને પોતાની પાછળ લેખો મૂકી જતાં શરમાય છે, એવી ધાસ્તીથી, કે ભવિષ્યમાં તેથી તેમની સોફિસ્ટ તરીકે ખ્યાતિ અને કીર્તિ થાય.

સોક્રેટીસ.

ફીડ્રસ, તમે ભૂલી ગયલા જણાઓ છો, કે "સુંદર વાંક" એ વચન નાઇલ નદીનો જે લાંબો અને કાયર કરે તેવો વાંક છે, તે પરથી આવેલું છે; એટલે તમે એ પણ જોઇ શકતા નથી, કે આપણા સૌથી આત્મસંતુષ્ઠ રાજપુરુષો પોતાને પસંદ ન હોવાના દંભ કરવા છતાં વ્યાખ્યાનો રચવાના અને પોતાની પાછળ લેખો મૂકી જવાના ખાસ શોકીન હોય છે; ખરેખર, એટલે બધે અંશે, કે જ્યારે જ્યારે તેઓ કોઇ વ્યાખ્યાન લખે છે, ત્યારે ત્યારે તેના સમર્થકો તરફ તેમને એટલો અનુરાગ થાય છે, કે વ્યાખ્યા-નને મથાળે તેઓ એવા માણસોનાં નામ લખી રાખે છે, કે જેઓ દરેક પ્રસંગે તેને પસંદ કરતા હોય.

ફીડ્રસ.

એટલે કેવી રીતે એમ તમે કહો છો? હું તમારી વાત સમજતો નથી.

સોક્રેટીસ.

શું તમે એટલું જાણતા નથી, કે કોઇ પણ રાજપુરુષના લેખની શરૂઆતમાં તેના સમર્થકનું નામ પહેલું લખાય છે?

ફ્રીડ્રસ.

કેવી રીતે ?

સોક્રેટીસ

"પસંદ થયેલું." જો હું ભૂલતો ન હોઉં, તો લેખ આ પ્રમાણે હોય છે: "કાઉન્સિલથી, અથવા લોકોથી, અથવા બંનેથી પસંદ થયેલું." અને દરખસ્ત કરનાર એટલે કે આપણો વ્યાખ્યાનલેખક સુપાત્ર એવી પોતાની જાતનું તમામ ઠાઠ અને તારીફથી નામ લખ્યા પછી વ્યાખ્યાન ચલાવે છે, અને પોતાના સમર્થકો આગળ પોતાના ડહાપણનો દેખાડો કરવાને ઘણી વાર અતિશય લાંબો લેખ લખે છે. અથવા, તમે શું એમ ધારો છો, કે આવી કૃતિ લખેલા ભાષણના કરતાં કંઇ જુદી વસ્તુ છે ?

ફીડ્રસ.

નહીં, બેશક હું એમ નથી ધારતો.

સોક્રેટીસ.

વારૂ, જો ભાષણ રહે છે, તો આપણો કવિ પ્રસન્ન થઈને પોતાની રંગભૂમિમાંથી ઘેર જાય છે; પણ જો તે ભૂંસાઇ જાય, અને તેને ભાષણ લખવાની અને ગ્રંથકર્તાની આબરૂની મના થાય, તો તે અને મિત્રો શોગ ધારણ કરે છે.

ફ્રીડ્રસ.

એમ તેઓ કરે છે ખરા.

સોક્રેટીસ.

અને તેથી તેઓ એ પ્રવૃત્તિને તિરસ્કારે છે, એમ દેખાતું નથી, પણ ઉલટા તારીફલાયક ગણતા હોય, એવું દેખાય છે.

ફ્રીડ્રસ.

બરાબર.

સોક્રેટીસ.

વળી, જ્યારે જ્યારે કોઇ વક્તા ઇકરગસ, અથવા એક સોલન, કે એક ડેરિયસનો અધિકાર ગ્રહણ કરનાર નિકળી પડે છે, અને રાજ્યમાં અમરતા મેળવવાને

એક વ્યાખ્યાનલેખક થવા ચાહે છે, ત્યારે તે શું પોતાની ઝિંદગીમાં પોતાને એક દેવના પ્રકાશમાં જોતા નથી, અને શું પાછલા ઝમાનાઓ તેના લખેલા ગ્રંથોના અવલોકન ઉપરથી એજ અભિપ્રાયના થતા નથી?

ફીડ્રસ.

બેશક, તેઓ થાય છે.

સોક્રેટીસ.

ત્યારે તમે શું એમ માનો છો, કે આ પ્રકારના માણસની લિસિઆસ તરફ ગમે તેટલી પ્રબલ અપ્રીતિ હોય, તોપણ માત્ર તે લેખક હોવાના સબબથી તેના પર તે હુમલો કરે?

ફીડ્રસ.

તમે જે કહો છો, તે ઉપરથી તો એમ દેખાય છે, કે તે એમ કરે, એ સંભવિત નથી; કારણકે એમ કરવામાં તો તેનાથી દેખીતી રીતે પોતાની ખાસ પ્રીતિના વિષય ઉપર હુમલો થાય.

સોક્રેટીસ.

ત્યારે, હુ ધારૂં છું, કે એ તો નોએ કબુલ કરવું જોઇએ, કે વ્યાખ્યાનો લખવાની હકીકત માત્રમા કશી અપકીર્ત્તિ નથી

ફીડ્રસ

શી રીતે હોઇ શકે ?

સોક્રેટીસ

પણ હુ ધારૂ છુ કે અપકીર્ત્તિ, જ્યારે વ્યાખ્યાનો સારી રીતે લખાવાને બદલે ખરાબ રીતે લખાય, ત્યારે શરૂ થાય છે

ફીડ્રસ

એ ઉઘાડુ છે

સોક્રેટીસ

ત્યારે સારા અને ખરાબ લખાણનુ લક્ષણ શુ ? ફીડ્રસ, તમે શુ ધારો છો ? આ બાબતમા આપણે લિસિઆસનો, અને બીજા જે કોઇએ રાજકીય કે બીજી જાતનુ, કવિની માફક છંદોબદ્ધ અથવા ગદ્યલેખકની માફક છંદ વગરનું

પુસ્તક લખ્યું હોય, અથવા જે કોઇનો લખવાનો ઇરાદો હોય, તેનો પુરાવો લેવો જોઇએ ?

કીટ્સ.

લેવો જોઇએ કે નહીં, એમ તમે પૂછો છો ? તો પછી આવા આનંદોના ઉપભોગ સિવાય બીજા કયા હેતુ માટે માણસ જીવતો કહેવાય ? ખરેખર એવાઓને માટે નહીં, કે જેનો ઉપભોગ થયા પહેલાં દુઃખ આવતું હોય. અને આપણા શારીરિક આનંદોમાના ઘણાખરા એવા જ છે, એટલે એમને નીચ કહેવામાં આવ્યા છે, તે બરાબર છે

સોક્રેટીસ

વારૂ, એમ લાગે છે કે આપણને હજી અવકાશ છે, અને વળી હું એવી કલ્પના કર્યા વગર રહી શકતો નથી, કે તમરાં દિવસના તાપમાં તેમને ટેવ હોય છે તે પ્રમાણે આપણાં મસ્તક ઉપર કલ્લોલ અને વાતચિત કરતા તમરા અને મારા ઉપર નજર રાખી રહ્યા છે એટલે, જો તેઓ દિવસના મધ્યમાં આપણને વાતચિત કરવાને બદલે સાધારણ માણસોની માફક ઊંઘી જતા, અને આત્માની તંદ્રામાં તેમના ગળી પાડતા સંગીતને અધીન થતા દેખશે, તો યોગ્ય રીતે આપણા તરફ તેઓ તિરસ્કારથી જોશે, અને એવું ધારશે, કે

જાણે કોઇ ગરીબ ગુલામો, જે પ્રમાણે ઘેટાંઓ કુવાનાં પાણી પાસે બપોરે આરામ લેવા આવે છે, તે પ્રમાણે તેમના એકાંત આશ્રમમાં આવી ચડેલ છે. પણ જો તે આપણને આપણી વાતચિત શરૂ રાખતા અને તેમનાં મોહક ગીતોથી મોહિત થયા વગર તેમની પાસે થઇને જતા જોશે, તો કદાચ પ્રસન્ન થઇને તેઓ આપણને તે વરદાન આપશે, કે જે માણસોને બક્ષવાનું તેમને દેવો તરફથી પ્રાપ્ત થયેલ છે.

### ફીડ્રસ.

એ વરદાન કયું ? મેં એ સબંધી કશું સાંભળ્યું હોય, એવું યાદ આવતું નથી.

### સોક્રેટીસ

શારદાઓના સ્નેહીને આવી બાબતોનું અજ્ઞાન ઉચિત નથી વાત એવી ચાલે છે, કે એક વખત એવો હતો કે જ્યારે આ તમરાં માણસ હતા, અને તે શારદાઓના જન્મ પહેલાં એક જાતિ થઇ ગઇ તે જાતિનાં હતાં. પણ જ્યારે શારદાઓ જન્મી, અને ગાન પ્રગટ થયું, ત્યારે એવું બન્યુ, કે એ જાતિનાં કેટલાંક માણસો આનદથી એટલાં પ્રમત્ત થયેલાં, કે ગાતાં ગાતાં અચાનક મોત આવ્યું, ત્યાં સુધી તેઓ ખાવાપીવાનું ભૂલી ગયેલાં. તેઓમાંથી તમરાંનો વંશ નિકળ્યો છે, અને તેમને

શારદાઓ તરફથી વરદાન મળેલ છે, કે દુનિયામાં આવ્યા પછી તેમને કશા પોષણની જરૂર પડતી નથી, પણ ખાધાપીધા વગર, જન્મની ક્ષણથી તે મૃત્યુના દિવસ સુધી, તેઓ પોતાનો વખત ગાનમાં ગાળે છે; અને તે પછી તેઓ શારદાઓની પાસે જાય છે, અને દરેકને અહીં નીચે તેના જે ઉપાસકો છે તેમના સંબંધી વાત કરે છે. ટર્પસિકોરને તેઓ એ માણસો સંબંધી કહે છે, કે જેમણે નૃત્યમા તેની પ્રતિષ્ઠા કરેલી હોય છે, અને આ પ્રમાણે અગાડીના કરતા તેઓ તેને પ્રિયતર થાય છે; ઈરેટોને તેઓ સ્નેહમા તેના ઉપાસકો સંબંધી કહે છે, અને બાકીની બહેનોમાંથી દરેકને તેઓ તેની વિશિષ્ટ પૂજાના લક્ષણ પ્રમાણે સમાચાર આપે છે પણ સૌથી મોટી કેલિઓપ તથા નવમાની બીજી યુરેનિયાને તેઓ તે માણસોની ખબર પહોંચાડે છે, કે જેઓ પોતાનું જીવન ફિલસુફીના અભ્યાસમા ત । તેમના વિશિષ્ટ સંગીતના અનુસરણમાં ગાળે છે કારણકે આપણે જાણીએ છીએ, કે આ તે શારદાઓ છે, કે જેમની પાસે પોતાના ખાસ પ્રદેશ તરીકે સ્વર્ગ અને દૈવી તથા માનુષ બંને પ્રકારના શબ્દો હોવાથી તેઓ સૌથી આનંદદાયક સ્વરો રેડી શકે છે. તેટલા માટે તમે જુઓ છો, ફીડ્રસ, કે એવાં ઘણાં કારણો છે, કે જેને વાસ્તે દિવસના મધ્યમાં આપણે ઊંઘવું જોઇએ નહીં, પણ વાતચિત કરવી જોઇએ.

ફીડ્રસ.

ખરેખર એવા કારણો છે.

સોક્રેટીસ

ત્યારે ચાલો આપણો વિચાર માટે સૂચવેલા વિષયને ફરી હાથમા લઇએ. અને તપાસ કરીએ, કે બોલેલા અથવા લખેલા વ્યાખ્યાનનુ સારાપણું અથવા ખરાબપણું શેમાં રહેલું છે

ફીડ્રસ

બેશક ચાલીએ.

સોક્રેટીસ.

શું એક સારૂં અને સુદર વ્યાખ્યાન સ્થાય, તે માટે એ સરત આવશ્યક નથી, કે વક્તા પોતે જે બાબત ચર્ચવાનો હોય, તે સબંધી સત્યથી વાકેફ હોવો જોઇએ ?

ફીડ્રસ.

શા માટે ? મેં તો આ વિષય ઉપર માણસોને એમ કહેતા સાભળ્યા છે, સોક્રેટીસ, કે વક્તા થવા ઇચ્છનારને શું ન્યાય્ય છે, એ જાણવાની કશી જરૂર નથી, પણ જે લોકો

ન્યાયાધ્યક્ષો તરીકે બેસવાના હોય, તેમને શું ન્યાય્ય લાગ વાનો સંભવ છે, એટલુંજ જાણવું બસ છે, તેમ વળી, શું ખરેખર સારૂં અને આબરૂવાળું છે તે જાણવાની જરૂર નથી, પણ શું તેવું દેખાશે એટલુંજ જાણવું પુરતું છે, કારણમાં તેઓ જણાવે છે, કે લોકોને જે અસર થાય છે, તે સત્યથી નહીં, પણ એવા દેખાવ થી થાય છે

સોક્રટીસ

ખરેખર, ફીડ્રસ, ડાહ્યા માણસો જે વાત કહે તેવું કોઈ પણ વચન આપણે ફેંકી દેવું ન જોઈએ પણ તેને બદલે પરીક્ષા કરવી જોઈએ, કે અંદર કંઈ તત્ત્વ છે કે નહીં અને તેટલા માટે તમે હમણા જે બોલ્યા તે વચન સાંભળવાની પણ આપણે ના પાડવી ન જોઈએ

ફીડ્રસ

બેશક નહીં

સોક્રટીસ

ત્યારે ચાલો આપણે તે નીચેની રીતે વિચારીએ ધારો કે હું તમને લડાઈના ઉપયોગોને વાસ્તે એક ઘોડો ખરીદ કરવાને સમજાવતો હોઉં, પણ આપણ બેમાંથી કોઈને ઘોડો

શું તેની ખબર ન હોય; માત્ર આટલું હું જાણતો હોઉં, કે મારા મિત્ર ફીડ્રસના માનવા પ્રમાણે વસ્તીમાં રહેનાર જે પશુને મોથી લાંબા કાન હોય તે ઘોડો છે.

ફીડ્રસ

અરે વાહ સોક્રેટીસ ! એ તો મૂર્ખાઇ ગણાય.

સોક્રેટીસ.

એક ક્ષણ સબુર કરો. ધારો કે હું ગભીર અવાજ ધારણ કરૂં, અને ગધેડાની એક તારીફ તૈયાર કરૂં, અને બધો વખત તેને ઘોડો કહું, તથા જણાવું, કે માત્ર ઘરના ઉપયોગને માટે નહીં પણ લશ્કરી નોકરી સુદ્ધાંને વાસ્તે એ પ્રાણી અતિશય કિંમતી છે, કારણકે તેના ઉપર બેસીને લડવામાં મગદૂર છે, તેમજ તે સરસામાન ઉપાડી જવામાં અને બીજી હજાર રીતે ઉપયોગી છે, તો કેમ?

ફીડ્રસ

ખરેખર હવે તો એ વાત છેકજ મૂર્ખાઇની છે, એમાં કશો શક રહેતો નથી.

સોક્રેટીસ.

પણ શું ભયંકર અને હાનિકારક મિત્ર થવાના કરતાં મૂર્ખ થવું એ શ્રેહતર નથી?

ફીડ્રસ.

બેશક છે.

સોક્રેટીસ

તો પછી, જ્યારે જ્યારે કોઇ વક્તા, કે જે સારૂં શું અને નઠારૂં શું, એ ન જાણતો હોય તેને પોતાના જેવાજ અજ્ઞાનની સ્થિતિમા બીજા લોકો મળે, અને તે જાણે કે ઘોડો હોય એમ ગણીને ગધેડા ઉપર નહીં, પણ અહિત જાણે કે હિત હોય, એ રીતે તેની તારીફ કરીને, લોકોને સમજાવવાનું પોતાના ઉપર લે, અને જ્યારે, લોકોના વિચારોનો અભ્યાસ કરીને તે જાણ્યા પછી, તે તેમને જે હિત છે તે કરવાને નહીં, પણ જે અહિત છે તે કરવાને સમજાવે, તો જે બીજ પોતે વાવ્યા છે, તેમાથી કેવા પ્રકારનાં ફળનો પાક તેની વકતૃકલા લણી શકશે, એમ તમે ધારો છો ?

ફીડ્રસ.

કઇ બહુ સારો પાક તો બેશક નહીંજ.

સોક્રેટીસ.

પણ, મારા ભલા ફીડ્રસ, એ શું સંભવિત નથી, કે વકતૃકલા ઉપરના હુમલામા આપણે જરા વધારે કઠોર

થયા છઈએ? એ શું આપના તરફ વળીને એમ કહી શકે નહીં, કે "ઓ અતિશય ડાહ્યાઓ! આ બધી ગરબડ શાની છે? હું કોઈ પણ માણસને સત્યના જ્ઞાન વગર બોલતા શીખવાની ફરજ પાડતી નથી, એથી ઉલટું, જો મારી સલાહની કંઈ પણ કિંમત હશે, તો તે મારી પાસે આવ્યા પહેલાં સત્યની પ્રાપ્તિ કરશે. પણ જે બાબત હું આગ્રહથી કહું છું, તે આ છે, કે તેનું સત્યનું જ્ઞાન ગમે તેટલું હશે, તોપણ મારી મદદ વગર તે કલા પ્રમાણે સમજાવવાને લેશ પણ વધારે શક્તિમાન થશે નહીં."

ફીડ્રસ

અને તમે શું કબુલ કરતા નથી, કે તેની દલીલ વાજબી છે?

સોક્રીસ

હું કબુલ કરું છું, પણ જો તેની સામે હુમલો કરવા માટે આવતી દલીલો એમ સાબિત કરી આપે, કે તે કલા છે તો જ; કારણ કે મને લાગે છે, કે કેટલીક પાસે આવતી દલીલોનો ભણકાર મને સંભળાય છે, કે જે એનો આક્ષેપ કરે છે, કે તે એક ઠગારી છે, અને કલા છેજ નહીં, પણ માત્ર કલારહિત એક યુક્તિ છે. પણ સ્પાર્ટન કહે છે, કે સત્યના

ગ્રહણ વગર બોલવાની કંઇ પણ કલા છેજ નહીં, અને કદાપિ થશે પણ નહીં.

કીડ્રસ.

આપણને તમારી દલીલો જોઇએ, સોક્રેટીસ, અહીં તેમને અદાલતમા લાવો, અને તેઓ શું કહે છે, તથા કેવી રીતે કહે છે, તેની પરીક્ષા કરો.

સોક્રેટીસ.

. ત્યારે ઓ સુંદરીઓ, અહીં આવો, અને તમારા જેવાજ એક સુંદર સંતાનના પિતા ફીડ્રસને સમજાવો, કે જો તે પાકો ફિલસુફ નહીં હોય, તો તે કદાપિ કોઇ પણ વિષય ઉપર પાકો વકતા પણ થશે નહીં. અને પછી ફીડ્રસ જવાબ આપે.

ફીડ્રસ

તમારે પૂછવા હોય તે પ્રશ્નો પૂછો.

સોક્રેટીસ.

શું સામાન્યતઃ વકતૃકલાને વાસ્તે એવું ધારી ન શકાય, કે તે માત્ર કાયદાની અદાલતોમાં અને બીજી જાહેર સભાઓમાંજ નહીં, પણ ખાનગી વાતચિતમાંએ મોટીન્હાની

તમામ બાબતો ઉપર શબ્દો વડે માણસના આત્માઓને જીતવાની એક પદ્ધતિ છે? અને વિષય તુચ્છ હોય કે મહત્ત્વનો હોય, તોપણ શું તેનો ઉચિત ઉપયોગ સરખી રીતે પ્રતિષ્ઠિત ગણાતો નથી? અથવા તમે એ બાબતમાં શું કહેવાતું સાંભળ્યું છે?

ફીડ્રસ.

અરે હું તમને ખાતરી આપી શકું, કે આ પ્રકારનું તો કશું મેં સાંભળ્યું નથી. નહીં, કાયદાની અદાલતો એ વક્તૃકલાનો ખાસ પ્રદેશ છે, અને વિચારીને નિર્ણય કરનાર સભાઓને સંબોધનમાં પણ તેનો ઉપયોગ થાય છે; પણ એથી તે આગળ વિસ્તરે છે, એવું તો મેં કદાપિ સાંભળ્યું નથી.

સોક્રેટીસ.

શું ત્યારે ટ્રાયની આગળ અવકાશનો વખત ગુજારવાને નેસ્ટર અને યુલીસિસે જોડવાની જે કલાઓ રચેલી, તેનીજ વાત તમે સાંભળી છે? અને શું પેલેમેડીઝની કલાઓ સંબંધી કદાપિ કશુંજ સાંભળ્યું નથી?

ફીડ્રસ.

નહીં, તેમ નેસ્ટેરની કલા સંબંધી પણ નહીં પછી તમે ગૉર્જિઆસને નેસ્ટૉર તથા થ્રેમીસૅખમ અથવા થીઓડોઇસને યુલીસિસ કહેતા હો, તો જુદી વાત.

સોક્રેટીસ.

કદાચ હું કહું છું. છતા, આ ગૃહસ્થોને હાલ આપણે બાજુએ રાખીએ. મને આ વાતનો જવાબ આપો ઇનસાફની અદાલતમાં સામસામા પક્ષો શું કરે છે? શું તેઓ એકણીજાની વાતની વિરુદ્ધ બોલતા નથી?

ફીડ્રસ.

બેશક બોલે છે

સોક્રેટીસ.

અને તે સાચ અને ખોટની બાબતો ઉપર?

ફીડ્રસ.

હા.

સોક્રેટીસ.

અને જો આ પ્રમાણે કોઇ માણસ કલાના નિયમથી કરશે, તો તે એકની એક વાત એકના એક લોકોને એક વાર સાચી કરી દેખાડશે, અને બીજી વાર, જો તેને એમ ગમશે તો, ખોટી કરી બતાવશે.

ફીડ્રસ.

અલબત્ત.

સોક્રેટીસ.

અને એ પ્રમાણે સાર્વજનિક વ્યાખ્યાનમા તે એક વાર અમુક પ્રકારનું વર્તન લોકોને માટે લાભકારક છે એમ, અને બીજી વાર તેથી છેક ઉલટું મનાવશે

ફીડ્રસ

તે ખરેખર એમ કરશે

સોક્રેટીસ.

પણ શું આપણે એમ પણ સાંભળતા નથી, કે એલિઆટિક પાલામીડીઝ કલાની મદદથી એવી રીતે બોલતો, કે તેના શ્રોતાઓ એકની એક વસ્તુઓને સમાન અને અસમાન, એક અને અનેક, તથા સ્થિર અને ચંચલ માનતા ?

ફીડ્રમ.

બેશક આપણે એ પ્રમાણે ગાભળીએ છીએ

સોક્રેટીસ

ત્યારે એમ દેખાય છે, કે વિવાદની કલા કાયદાની અદાલતના અને સાર્વજનિક સભાઓમજ પ્રવર્ત છે એમ નથી, પણ જે કઈ બોલાય છે, તેને આ એકજ કલા, જો તે કલા હોય તો, લાગુ પાડવાને આપણે શક્તિમાન છીએ, કે જેથી કરીને જે વસ્તુઓ સમાન દેખાઇ શકે તે બધી સમાન દેખાય, એવુ કરવાને, અને બીજાઓની અંદરના એવા બધા પ્રયત્નોને પ્રકાશમા ઘસડવાને આપણે શક્તિમાન થશુ પછી તે ગમે તેટલી છટાથી છુપાવેલા હોય તોપણ

ફીડ્રસ

આ પ્રમાણે કહેવામા તમારો શો આશય છે, તે હુ બરાબર સમજતો નથી

સોક્રેટીસ

આપણે આપણી તપાસ આ પ્રમાણે ચલાવીએ, તો હુ ધારૂ છુ, કે મારો આશય સ્પષ્ટ થશે ઠગાઇ વધારે સાધારણ રીતે જે વસ્તુઓમા કરવામા આવે છે, તે જે એક બીજીથી બહુ ભિન્ન હોય તેમા કે થોડી ભિન્ન હોય તેમા ?

ફીડ્રસ.

જે એકબીજીથી થોડી ભિન્ન હોય તેમાં.

સોક્રેટીસ.

અને મને લાગે છે, કે તમારે એક બાજુએથી બીજી બાજુએ જવું હોય, તો લાબાં પગલાંના કરતાં ટૂંકાં પગલાં ભરવાથી પકડાઈ જવાનો ઓછો સંભવ છે.

ફીડ્રસ.

બેશક.

સોક્રેટીસ

ત્યારે, જો એક માણસ પોતે ઠગાયા વગર બીજાને ઠગવા ઇચ્છતો હોય, તો તે વસ્તુઓનાં સામ્યો અને ભેદોને બરાબર વ્યાવૃત્ત કરવાને શક્તિમાન હોવો જોઇએ.

ફીડ્રસ.

ખરેખર તે શક્તિમાન હોવોજ જોઇએ.

સોક્રેટીસ.

પણ જો તે અમુક વસ્તુના ખરા સ્વભાવથી અજ્ઞાન હોય, તો શું તે બીજી વસ્તુઓમા તેની વધારે અને ઓછી સમાનતાની વચ્ચે ભેદ કરવાની સ્થિતિમાં હોઇ શકે ?

ફ્રીડસ

અશક્ય

સોક્રેટીસ

તેટલા માટે, જ્યારે જ્યારે માણસો ઠગાય છે, અને સત્યથી દૂર હોય તેવા અભિપ્રાયો બાંધે છે ત્યારે એ સ્પષ્ટ છે કે સત્યની સાથે અમુક સમાનતા દ્વારા ભૂલ તેમના મનમા પેઠી હોય છે

ફીડ્રસ

બેશક સામાન્યતઃ એ પ્રમાણે બને છે

સોક્રેટીસ

ત્યારે પ્રથમ દરેક વિશિષ્ટ વસ્તુના ખરા સ્વભાવની સમજણ મેળવ્યા વગર એ શું સંભવિત છે, કોઇ પણ માણસ બીજાને મનને કદાપિ સાદૃશ્યોની શૃંખલામા એક કડીથી બીજી કડી ઉપર દોરીને અસત્યમાથી સત્યમા લાવી શકે, અથવા એના ભ્રમમાથી પોતે પણ મુક્ત રહી શકે ?

ફીડ્રસ

નહીં, કદાપિ નહીં

સોક્રેટીસ.

તો મને લાગે છે, કે જે કોઇ માણસે અન્યના જ્ઞાન વગર માણસોના અભિપ્રાયોને ફાંસામાં નાખ્યા હશે, તેની રચેલી બોલવાની કલા માત્ર નિર્માલ્ય અને કલાહીન દેખાવ આપી શકશે

ફીડ્રસ.

મને પણ એમ લાગે છે.

સોક્રેટીસ

હવે, ફીડ્રસ, જે આપણે તમારા હાથમાં છે તે લિસિઆસનું વ્યાખ્યાન, અને પાછળથી જે મેં આપ્યાં, તે લઇએ, અને તેમાંથી આપણે જેને કલાને અનુકૂલ, અથવા કલાથી વિરુદ્ધ, ગણીએ છીએ, તેના ઉદાહરણો શોધીએ, તો કેમ?

ફીડ્રસ.

મને તો બધી બાબતોમા એ વધારે ગમે; કારણકે વિષયને ચર્ચવાના આપણા વર્તમાન માર્ગમાં યોગ્ય ઉદાહરણોની ખામીને લીધે અમુક પ્રકારની અલંકારહીનતા રહે છે.

સોક્રટીસ

ખરૂ, અને મને લાગે છે, કે સુભાગ્યે બને વ્યાખ્યાનો એવા થયા છે, કે જે લેખક પોતે સત્યથી વાકેફ હોય, તે માત્ર ગમ્મતની ખાતર પોતાના શ્રોતાઓને ભાષણમા સત્યથી દૂર શી રીતે દોરી જાય, તેનુ તે પરથી ઉદાહરણ મળે છે મને પૂછો, કીડસ ના હુ એ પ્રમાણે સ્થાનની દેવતાઓને લીધે થયેલુ ગણુ અથવા કદાચ એમ હોય, કે શારદાઓના નવકો એટલે આપણા મસ્તક ઉપરના ગાનારાઓએ આ સુખદ બક્ષીશ આપણામા ઉતારી હોય કારણકે મને ખાતરી છે, કે મારા પોતાનામા તો બોલવાની કલા લેશ પણ નથી

ફીડસ

તે ગમે તેમ હો-માત્ર તમારો આશય સ્પષ્ટ કરો

સોક્રેટીસ

વારૂ, ત્યારે લિસિઆસના વ્યાખ્યાનની શરૂઆત મને વાંચી સભળાવો

ફીડસ

'મારા વ્યવહારની સ્થિતિથી તમે વાકેફ છો, અને આ વ્યવસ્થાથી આપણ બનેને લાભ થવાનો હુ સભવ

ધારૂં છું, એ તમે સાંભળ્યું છે. અને મારો એવો અભિપ્રાય છે, કે હું તમારો સ્નેહી નથી, એ કારણથી મારો દાવો નિષ્ફળ થવો જોઈએ નહીં કારણકે સ્નેહીઓ પસ્તાવો કરે છે.'

સોક્રેટીસ.

બસ કરો—આપણો ગ્રંથકર્તા કલાની કંઇ ભૂલ કે તેનું ઉલ્લંઘન કરે. તે આપણે તપાસવાના છીએ, નહીં વારૂ?

ક્રીટ્સ

હા, આપણે તપાસવાના છીએ

સોક્રટીસ.

વારૂ, ત્યારે, એ શું આખી દુનિયા જોઇ શકે એવી વાત નથી, કે આ પ્રકારની કેટલીક બાબતોમાં આપણે સૌ એકમત છીએ, પણ બીજી બાબતોમા ભિન્નભિન્ન મતના છીએ.

ક્રીટસ

હું ધારૂં છું, કે તમારો શો આશય છે, તે હું સમજું છું, પણ વધારે સ્પષ્ટતાથી સમજાવો તો સારૂ.

સોક્રેટીસ.

જ્યારે કોઇ માણસ લોઢું અથવા રૂપું એ શબ્દો વાપરે છે, ત્યારે આપણે બધા શું તેથી એની એજ વસ્તુઓને સમજતા નથી?

ક્રીટ્સ.

બેશક આપણે એજ વસ્તુઓને સમજીએ છીએ.

સોક્રેટીસ.

પણ જ્યારે તે ન્યાય અથવા સદ્દગુણની વાત કરે છે, ત્યારે શું બને છે? શું આપણે સૌ તરત જુદી જુદી દિશાઓમાં ચાલવા લાગતા નથી, અને એકબીજાની સાથે અને આપણી પોતાની સાથે લડતા નથી?

ક્રીટ્સ

હા, સાચું.

સોક્રેટીસ.

ત્યારે, તમે સ્વીકારો છો, કે કેટલીક બાબતોમાં આપણે એકમત છીએ, અને બીજીમાં નથી?

ક્રીટ્સ.

બરાબર એમજ.

સોક્રેટીસ.

હવે વસ્તુઓના આ બે વર્ગમાંથી કયા વર્ગમાં છેતરવાનું વધારે સહેલાઇથી બની શકે છે; અને કયા વર્ગમાં નકતૃકલાની વધારે શકિત છે?

ફીડ્રસ.

એ સ્પષ્ટ છે, કે જેમાં આપણી ભૂલ થવાનો સંભવ છે તે વર્ગમાં.

સોક્રેટીસ.

ત્યારે, વકતૃકલાનો ઉપયોગ કર્યા પહેલાં માણસે પ્રથમ આ બે વર્ગોની વચ્ચે પદ્ધતિસર ભેદ કરેલો હોવો જોઇએ, અને દરેકનું કંઇક વિશિષ્ટ લક્ષણ શોધી કાઢવું જોઇએ, જેમાં સાધારણ રીતે માણસો ભૂલમાં પડયા વગર રહેતા નથી તેનું, અને જેમાં એ પ્રમાણે નથી બનતું તેનું.

ફીડ્રસ.

ખરેખર, સોક્રેટીસ, જે કોઇએ આ ભેદ પકડયો હશે, તે એક સરસ સામાન્ય સિદ્ધાંત આપી શકયો હોત.

સોક્રેટીસ.

અને બીજું, હું ધારૂં છું, કે જ્યારે કોઇ વિશેષ વાત તેની પાસે આવે, ત્યારે તેણે ભૂલ કરવી ન જોઇએ, પણ ત્વરાથી જોવું જોઇએ, કે તે જે બાબતો કહેવા ધારે છે, તેના વિષયનો બેમાંના કયા વર્ગમાં સમાવેશ થાય છે.

ફીડ્રસ.

બરાબર.

સોક્રેટીસ.

હવે, સ્નેહને વાસ્તે તમે શું કહો છો? આપણે તેને વિવાદગ્રસ્ત વર્ગમાં ગણશું, કે નિશ્ચિત વર્ગમાં?

ફીડ્રસ

બેશક વિવાદગ્રસ્ત વર્ગમાં. કારણકે નહીં તો, તમે જે બધું હમણાં કહ્યું, અને એક વાર તે સ્નેહીને તથા તેના પ્રિયજનને બંનેને શાપરૂપ છે, એમ બતાવી આપ્યું, અને બીજી વાર પરમ સુખ છે, એમ બનાવ્યું, એ તેણે કેમ થવા દીધુ હોત?

સોક્રેટીસ

સરસ કહ્યું: પણ આ વાત સુદ્ધાં મને કહો–કારણકે, તમે જાણો છો, તેમ હું તો એવા ઉલ્લાસની સ્થિતિમાં હતો, કે મને બરાબર સાંભરતું નથી–કે મારા વ્યાખ્યાનની શરૂઆતમાં મેં સ્નેહની કોઇ વ્યાખ્યા આપી હતી?

ફીડ્રસ.

હા, તમે આપેલી, અને વળી અદ્ભુત પૂર્ણતાવાળી.-

સોક્રેટીસ.

અરે બિચારો કેફૈલસનો પુત્ર લિસિઆસ! આપણી નદીની દેવીઓ તથા હરમીસના પુત્ર પૅનના કરતાં વ્યાખ્યાન લેખનની કલામાં તમે તેને કેટલો બધો ઓછો કુશળ બતાવો છો; અથવા શું મારી બિલકુલ ભૂલ થાય છે, અને શું લિસિઆસે પનુ તેના સ્નેહભાષણની શરૂઆતમાં સ્નેહ સંબંધી અમુક સ્પષ્ટ વિચાર કરવાની આપણને ફરજ પાડેલી? શું તેણે પોતે પસંદ કરેલો વિચાર આપણને આપેલો, અને તે પછી એ વિચારને બરાબર અનુસરીને તેણે પોતાના વ્યાખ્યાનના પાછળના બધા ભાગો ગોઠવેલા, તથા છેવટે યોગ્ય છેડો આણેલો? ચાલો આપણે તેનું શરૂઆતનું વાક્ય ફરીને વાંચીએ.

ફીડ્રસ

તમારી ઇચ્છા હોય તો ભલે હું વાંચું, પણ જેની તમે શોધ કરો છો, તે તેમાં નથી.

સોક્રેટીસ.

તોપણ ચાલો આપણે તે સાંભળીએ, કે જેથી એ બાબત ઉપર તેનો પોતાનો પુરાવો આપણે લઈ શકીએ.

ફીડ્રસ

'મારા વ્યવહારની સ્થિતિથી તમે વાકેફ છો, અને આ વ્યવસ્થાથી આપણ બંનેને લાભ થવાનો હું સંભવ ધારૂં છું', એ તમે સાંભળ્યું છે. અને મારો એવો અભિપ્રાય છે, કે હું તમારો સ્નેહી નથી એ કારણથી મારો દાવો નિષ્ફળ થવો જોઇએ નહીં; કારણકે સ્નેહીઓને તો તેમની કામના બંધ પડે, કે તરત પોતે આપેલા લાભ માટે પસ્તાવો થાય છે.'

સોક્રેટીસ

ખરેખર આપણે જેની શોધ કરીએ છીએ, તે અહીં મળવાનો સંભવ દૂર છે કારણકે આપણો ગ્રંથકર્તા વિષયના પ્રારંભથી નહીં પણ અંતથી શરૂઆત કરે છે, અને પીઠ ઉપર તરનારની માફક છેડાને મોખરે કરીને વ્યાખ્યાન પતાવવાનો યત્ન કરે છે, કારણકે તમે જુઓ છો, કે તે સ્નેહી પોતાના પ્રિયજનને સંબોધનના અંતમા જે કહે, અને અંત પહેલા ન કહે, તેથી શરૂઆત કરે છે. અથવા, ઓ ફીડ્રસ, ઉમદા મિત્ર, તમને શું મારા અપવાદમા કશું તત્ત્વ દેખાતું નથી ?

ફીડ્રસ

હા, મારે કબુલ કરવું જોઇએ, સોક્રેટીસ, કે તે જે સંબંધી વાત કરે છે, તે વિષયની સ્વાભાવિક સમાપ્તિ છે.

મેકેટીસ

અને બાકીનાને માટે તમે શું કહો છો ? શું વ્યાખ્યાનના જુદા જુદા ભાગો ગમે તેમ સાથે નાખી દીધેલા દેખાતા નથી ? અથવા, તમે શું બીજું વાકય બીજી જગ્યાએજ આવે, અથવા બીજું કોઇ પણ વાકય તેણે મૂકેલે સ્થાનેજ આવે, તે માટે કંઇ આવશ્યકતા જુઓ છો ? મને જો પૂછતા હો, તો હું કબુલ કરૂ છુ, કે મને તો મારા અજ્ઞાનમા એમ દેખાય છે, કે તેણે એક ગૃહસ્થના જેવી સ્વતંત્રતાથી જે કંઇ વાત મગજમા પહેલી આવી, તે કાગળ ઉપર મૂકી દીધી છે, પણ જે ખાસ ક્રમમા તેણે વાકયો ગોઠવેલા છે, તેમા તેને દોરનાર લેખનકલાના કોઇક નિયમથી તમે કદાચ વાકેફ હશો

ફીડ્રસ

લિસિઆસ સરખાની યોજનાની હું એવી સૂક્ષ્મ દૃષ્ટિથી પરીક્ષા કરી શકુ, એટલો જો તમે મને શક્તિમાન ધારતા હો, તો એ તમારી અતિશય મહેરબાની છે.

સોક્રેટીસ

પણ મને લાગે છે, કે આટલુ તો તમે કબુલ કરશો, કે દરેક વ્યાખ્યાન એક જીવતા જીવની માફક સુઘટિત હોવું

જોઇએ· તેને તેનું પોતાનું એક શરીર જોઇએ, અને હાથ કે પગ કશાની ખામી વગર એવું એક મધ્ય અને એવા પ્રાંતો હોવા જોઇએ, કે જે એકબીજાની સાથે અને આખાની સાથે અનુકૂલ હોય

ફીડ્રસ

બેશક.

સોક્રેટીસ.

ત્યારે આ સિદ્ધાત ઉપર તમારા મિત્રનુ વ્યાખ્યાન રચાયું હતું કે નહીં, તેની પરીક્ષા કરો, એટલે તમને માલુમ પડશે, કે તે ફ્રીજિયાના મિડાસની કબર ઉપર જે પંક્તિઓ કોતરાયલી હોવાનુ લોકો કહે છે, તેના જેવુ જ છે.

ફીડ્રસ

એ વળી કઇ પંક્તિઓ છે, અને તેમા વિશેષતા શી છે?

સોક્રેટીસ

પંક્તિઓ આ પ્રમાણે છે

" હુ એક પિત્તળની કન્યકા છુ, અને હુ મિડાસની કબર ઉપર રહું છુ જ્યા સુધી પાણી વહ્યા કરશે, અને

જંગલનાં ઝાડો ખીલ્યા કરશે ત્યાં સુધી, હું તો આ કબર પરજ રહીશ, કે જે ઘણાં આંસુઓથી ભીંજાયા કરે છે, અને મરી પાસે થઇને નિકળનાર સર્વને કહીશ, કે મિડાસની કબર અહીં છે.”

હવે, મને લાગે છે, કે આટલું તો તમે જોયું હશે, કે આ પંક્તિઓમાંથી ગમે તેને તમે પહેલી કે છેલ્લી મૂકો, તેથી કશો ફેર પડતો નથી.

ફીડ્રસ

ઓ સોક્રેટીસ, તમે તો વ્યાખ્યનનો બહુ પરિહાસ કરવા માંડયા.

સોક્રેટીસ.

વારૂ, ફીડ્રસ, તમારી લાગણી ન દૂખાય, તેટલા માટે ધારો કે આપણે તેને જવા દઇએ; જોકે મને લાગે છે, કે એમાં એવા પુષ્કળ દાખલા છે, કે જો માણસ તેમનું અનુકરણ કરવાનો કશો પ્રયત્ન ન કરે, તો તેમના અભ્યાસથી તેને લાભ થયા વગર રહે નહીં. અને ચાલો આપણે બાકીનાં બે વ્યાખ્યાનોનો વિચાર કરીએ, કારણકે હું ધારૂં છું, કે જેઓ બોલવાનો વિષય વિચારવા ચાહતા હોય, તેમને ધ્યાન આપવા લાયક કંઇક વસ્તુ તેમાં હતી ખરી.

ફીડ્રસ.

કયા પ્રકારની વસ્તુ સંબંધી તમે બોલો છો ?

સોક્રેટીસ.

જો મને બરાબર યાદ હોય, તો એ બંને વ્યાખ્યાનો એકબીજાથી વિરુદ્ધ હતાં; એકમાં આવેશવાળા સ્નેહીના દાવાનું સમર્થન હતું, અને બીજામાં આવેશરહિત સ્નેહીનું.

ફીડ્રસ

અને તેમણે પોતાનું કામ બરાબર જોરથી કરેલું

સોક્રેટીસ

. મને લાગ્યું, કે તમે એમ કહેવાના હશો, કે બરાબર ગાંડી રીતે કરેલું; અને એજ સત્ય છે. છતાં હું આ બાબતનીજ શોધમાં હતો. આપણે કહેલું, કે સ્નેહ એક ઉન્માદ છે, નહીં વારૂ ?

ફીડ્રસ.

· હા, આપણે એમ કહેલું ખરૂં.

સોક્રેટીસ.

અને એમ પણ કહેલું, કે ઉન્માદ બે પ્રકારનો થાય છેઃ એક રોગથી ઉત્પન્ન થાય છે તે, અને બીજો ચાલતા રિવાજોથી ભિન્ન દિશામાં પ્રેરણાથી ઉત્પન્ન થાય છે તે.

ફીડ્રસ.

બરાબર.

સોક્રેટીસ

અને પ્રેરિત ઉન્માદના આપણે ચાર ભાગ કરેલા, અને તે ચાર સ્વર્ગીય શક્તિઓને વહેંચી આપેલાઃ ભવિષ્યવાદને ઉન્માદ આપણે એપોલોની પ્રેરણાનો ગણેલો; રહસ્ય ક્રિયાઓનો ડાયોનિસસની પ્રેરણાનો; કાવ્યનો ઉન્માદ શારદા દેવીઓની પ્રેરણાનો; અને ચોથો એફ્રોડાઇટી તથા ઇરોસની પ્રેરણાનો. અને આપણે કહેલું, કે આ છેલ્લો એટલે સ્નેહનો ઉન્માદ ચારેયમાં શ્રેષ્ઠ છે, અને સ્નેહના અનુરાગને એક વિચિત્ર રૂપકથી પ્રદર્શિત કરીને, કે જેમા મારી ખાતરી છે, કે આપણે કોઇ સાચો સિદ્ધાંત દૃષ્ટિમાં રાખ્યો હતો, જોકે માર્ગમાં આપણે કદાચ ભુલમાં પડયા હશું, છતાં આપણે એક એવું વ્યાખ્યાન બનાવ્યું, કે જે છેક ન માનવા સરખું ન લાગે,

અને એ ફીડ્રસ, મારો અને તારો પ્રભુ ઈરોસ, કે જે સુંદર તરુણોનો અધિષ્ઠાતા છે, તેની ઉચિત અને ભાવપૂર્ણ આરાધનામાં એક ગૂઢ અર્થનું સ્તોત્ર આપણે ગાયું

ફીડ્રસ

અને તે એવું, કે મને તો તે સાભળતા ઘણો આનદ આવ્યો

સોક્રેટીસ

ચાલો ત્યારે આપણે વ્યાખ્યાનની પોતાની પરીક્ષા કરીએ. અને શોધી કાઢીએ, કે નિંદામાથી સ્તુતિમા તે શી રીતે સક્રાંત થઇ શક્યુ

ફીડસ

વારૂ, તે શી રીતે ?

સોક્રેટીસ

તમારે જાણવું જોઈએ, કે હું વ્યાખ્યાનને પોતાને, તેના સામાન્ય લક્ષણમા, એક ગમ્મતના ઉદ્ગાર સિવાય લેશ પણ વધારે ગણતો નથી, પણ આ પ્રમાણે જે કઇ બોલાઈ ગયું, તેમા બે પ્રકારની પદ્ધતિ રહેલી છે, કે જેની જુદી જુદી કાર્યશક્તિનો જો આપણને બરાબર ખયાલ આવે, તો આપણા ધ્યાનનો આપણને સારો બદલો મળે.

ક્રીટ્સ.

એ પદ્ધતિઓ કઈ, તે કહેશો ?

સોક્રેટીસ.

પહેલી પદ્ધતિ એમા રહેલી છે, કે જ્યારે જ્યારે કોઇ વિષય સૂચવવામા આવે, ત્યારે ત્યારે તેના સબંધના છૂટા છૂટા વિશેષો એક દષ્ટિપાતમા સાથે લેવા, અને તેમને એક સામાન્ય વિચારની નીચે આણવા, કે જેથી કરીને સ્પષ્ટ વ્યાખ્યાને લીધે આપણે દરેક માણસને સમજાવી શકીએ, કે તે વખતે આપણો શું ચર્ચા કરવાનો ઈરાદો છે અને તમને યાદ હશે, કે આ યોજનાનો આપણે હમણાજ સ્નેહના સબધમા ઉપયોગ કર્યો છે આપણે તેના સ્વભાવની વ્યાખ્યા કરેલી, અને એ કાર્યની સફલતા ગમે તે હો, છતા એટલુ તો ચોકસ છે, કે એ વ્યાખ્યાને લીધે મારા વ્યાખ્યાનમા સ્પષ્ટતા અને અવિરોધ આવેલ છે

ફ્રીડ્રસ.

અને સોક્રેટીસ, તમારી બીજી પદ્ધતિ કઇ ?

સોક્રેટીસ

એ વડે આપણે એક સામાન્ય વિચારને તેના તત્ત્વોમા વિભક્ત કરી શકીએ છીએ, અને તે કુદરત બતાવે છે તેમ

સાધાઓ આગળ છેદ મૂકવાથી, અણઘડ કોતરનારની માફક કોઈ પન અવયવના કકડા કરવાના યત્નથી નહીં અને મારા બે વ્યાખ્યાનમા માનસિક વિકૃતિના સબધમાં હું આ યોજનાને અનુસર્યો છુ જે પ્રમાણે એક શરીરમાથી અવયવોની બે પક્તિઓ બહાર નિકળે છે, અને એક નામથી ઓળખવા છતા જમણા તથા ડાબા તરીકે ઓળખાય છે, તેમ જ્યારે મારા વ્યાખ્યાનોને માટે માનસિક વિકૃતિનો એક સામાન્ય વિચાર નક્કી થયો કે જે એક વર્ગ તરીકે કુદરતથી આપણી અદર હોય છે, ત્યારે જે વ્યાખ્યાનમા ડાબી બાજુના વિભાગો આવવાના હતા, તેમા ન્હાના વિભાગો કરવાનુ ચાલ્યુ, અને છેવટે માલુમ પડયુ, કે તેમા એક ડાબી બાજુનો સ્નેહ રહેલો છે, અને એ સ્નેહ ઉપર યોગ્ય રીતે સક્ષ્મ ટીકા પણ થઇ બીજા વ્યાખ્યાનમા આપણે જમણી બાજુના ઉન્માદ સુધી પહોચ્યા, અને ત્યા આપણને આગલા સ્નેહનાજ નામનો એક સ્નેહ માલુમ પડયો, પણ તે વિરુદ્ધ અથવા દૈવી પ્રકારનો હતો, એટલે આપણા મોટામા મોટાં સુખોના કારણ તરીકે નઝર અને તારીફ કરવા લાયક તરીકે તેનુ સન્માન થયેલું

પ્રીડ્રૂસ.

સાવ સાચું.

હવે, હું પોતે એક સ્નેહીના આગ્રહથી પૃથક્કરણ અને સંયોજનની આ પદ્ધતિઓને અનુસરૂં છું, એટલુંજ નહીં, પણ જો કદાપિ મને એવો કોઇ બીજો આદમી મળી જાય, કે જેને કુદરતમાં જે એક તથા અનેક છે, તે સમજવાને સમર્થ હું ધારતો હોઉં, તો 'જાણે એક દેવનો ચીલો મળી ગયો હોય, તેમ હું તેની પાછળ ચાલું છું.' અને જેમનામાં આ શક્તિ હોય, તે બધાને દેવ જાણે ખરી કે ખોટી રીતે, 'તાર્કિકો' નું નામ આપતો આવ્યો છું. પણ મને કહો, કે તમારી અને લિસિઆસની શાળાના શિષ્યોને માટે ઘટિત નામ શું છે? શું તમારી પણ શબ્દોની તેજ કલા છે, કે જેના ઉપયોગથી થ્રેસીમાખસ અને તેના સહચરો પોતે કુશળ વક્તાઓ બની ગયા છે, એટલુંજ નહીં, પણ તેઓ જાણે રાજાઓ હોય, તેમ તેમની પાસે ભેટો લઇ જવાને જે શિષ્યો તત્પર હોય, તેમને સુદ્ધાં કુશળ વક્તાઓ બનાવી શકે છે?

ફીડ્રસ.

અને રાજવી રૂપના માણસો તો તેઓ છે, જોકે જે સંબંધી તમે હાલ તપાસ કરો છો, તેની સાથે તેમને બેશક પરિચય

નથી. છતાં, આ પદ્ધતિને તર્કિક કહેવામાં તમે સાચો શબ્દ વાપરો છો; માત્ર, મને લાગે છે, કે વકતૃકલા હજી આપણા પકડમાં આવતી નથી.

સોક્રેટીસ.

ખરે! એ વસ્તુ ખરેખર સરસ હોવી જોઇએ, કે જે આમાં સમાવેશ ન પામવા છતાં કલાથી ગૃહીત થતી હોય. બેશક તમારે અને મારે તેની કેઇ પણ કારણથી અવગણના કરવી જોઇએ નહીં. તો ચાલો, વકતૃકલાને માટે શું અવશિષ્ટ રહેલ છે, તે આપણે વિચારીએ.

ફીડ્રસ.

અરે સોક્રેટીસ, તમે જો વ્યાખ્યાન રચવાની કલા ઉપર લખાયેલાં પુસ્તકો માત્ર જોશો, તો મને ખાતરી છે, કે ઘણું મળી આવશે.

સોક્રેટીસ.

સાચું, અને મને યાદ આપવા માટે હું તમારો આભારી છું. હું ધારૂં છું, કે પ્રથમ તો વ્યાખ્યાનની શરૂઆતમાં પ્રસ્તાવના કરવી જોઇએ. એ તમારા કહેવાનો આશય છે—નહીં વારૂ? કલાની ખૂબીઓ?

ફીડ્રસ.

હા.

સોક્રેટીસ.

અને પછી તેઓ કહે છે, કે વિવેચન આવવું જોઇએ, અંતે તેને આધાર આપવાને પુરાવો, અને પછી પ્રમાણો, અને અને તે પછી સંભવો; અને જો હું ભૂલતો ન હોઉં, તો ભાષણોનો મુખ્ય શણગારનાર કે જે બાઇઝેન્શિયમમાંથી આવે છે, તેના મત પ્રમાણે પછી સમર્થન અને અધિક સમર્થન પણ આવવાં જોઇએ.

ફીડ્રસ.

એટલે મહાશય થીઓડોરસ કે ?

સોક્રેટીસ.

એજ એ આરોપ અને બચાવ બંનેમાં ખંડન તથા અધિક ખંડનના આપણને નિયમો આપે છે. પણ પ્રખ્યાત પેરિઅન ઇવેનસને આપણે ભૂલવો ન જોઇએ, કે જેણે ગૂઢ-સૂચના અને પરોક્ષ-સ્તુતિની પહેલવહેલી શોધ કરેલી; ખરે, અને એમ કહેવામાં આવેલ છે, તે કે પોતાની પરોક્ષ નિંદાઓને પદ્યના રૂપમાં મૂકે છે, કે જેથી તે યાદ રહે. એવો એ

હુશિયાર છે. તેમ શું ટિનિઆસ અને ગોર્જિઆસનાં નામ આપણે છોડી શકીએ, કે જેઓ એમ જોવાને શક્તિમાન થયેલા, કે જે શકય છે તે જે સત્ય છે તેના કરતા વધારે કિંમતી ગણાવું જોઇએ, જેઓ શબ્દોની શક્તિથી ન્હાની વસ્તુઓને મોટી તથા મોટી વસ્તુઓને ન્હાની દેખાડી શકે છે, જેઓ નવીન સબંધી એવી રીતે વાત કરે છે, કે જાણે તે પ્રાચીન હોય, અને પ્રાચીન સબંધી એવી રીતે, કે જાણે તે નવીન હોય, અને જેમણે દરેક વિષયને માટે સંક્ષિપ્ત લાઘવની તથા નિસ્સીમ વિસ્તારની શોધ કરેલ છે? જોકે એક વાર જ્યારે મે પ્રોડિકસને આની વાત કરી, ત્યારે તે હસી પડેલો, અને તેણે કહેલું, કે 'કલાને કેવા વ્યાખ્યાનોની અપેક્ષા છે, તે મારા વગર કોઇએ શોધી કાઢેલ નથી' તે કહે છે, કે તેઓ ઘણા લાંબા ન જોઇએ, તેમ ઘણા ટુંકા ન જોઇએ, પણ મધ્યમ વિસ્તારના જોઇએ

ફીડ્રસ

ઠીક કહ્યુ, પ્રોડિકસ.

સોક્રેટીસ

પણ આપણે હિપિઆસને વિસરવો ન જોઇએ, કારણકે હું ધારૂં છું, કે આપણો એલિસેનો મિત્ર ફીઓસના મિત્રનીજ બાજુમાં ભળશે.

ફીડ્રસ.

બેશક.

સોક્રેટીસ.

પણ આપણે પોલસના અલંકારોના આખા સંગ્રહ-સ્થાનને માટે શબ્દો કયાંથી કાઢશું-તેની છંદરચના, સૂત્ર રચના, તથા રૂપકરચના, અને તેનાં બધાં સુંદર વચનો, કે જે તેણે ભાષાને સરસ કરવા સારૂ પોતાના ગુરુ લિકિમનિયસની પાસેથી લીધેલાં છે, તને માટે ?

ફીડ્રસ.

પણ સોક્રેટીસ, એ શું કંઇક પ્રોટેગોરાસની શૈલી પ્રમાણે નથી ? -

સોક્રેટીસ.

ભલા આદમી, તેણે તો ભાષાની શુદ્ધિ અને બીજી ઘણી મઝેની વસ્તુઓ શિખવેલી. પણ ગરીબાઇ અને વૃદ્ધાવસ્થા સંબંધી દયામણા વિલાપો અંદર ગુંથાવવાની કલામાં, મને લાગે છે કે, કેલ્સીડોનના વીર જેવો કોઇ પણ પ્રવીણ કદાપિ પયદા થયો નથી. વળી, જનસમૂહના જુસ્સાઓને ઉશ્કેરવામાં,

અને તે ઉશ્કેરાયા હોય ત્યારે, તે કહેતો તેમ, પોતાના ગીતના જાદુથી તેમને શાંત કરવામાં તે એક ભયંકર આદમી હતો; અને કોઈ પણ નિમિત્તથી નિંદા ચલાવવામાં અગર તેનું ખંડન કરવામાં તે પરમ કુશળ હતો પણ વ્યાખ્યાનના અંતના સંબંધમાં તો, હું ધારૂં છું કે, એ બધા માણસો એકમત છે, જોકે કેટલાએક તેને ઉપસંહાર કહે છે, અને બીજાઓ બીજો કાંઇ શબ્દ વાપરે છે

ફીડ્રસ.

એટલે તમે શું વ્યાખ્યાનને અને શ્રોતાઓને સ્મરણ આપવા સારૂ જે કંઇ બોલાયું હોય તેનો જે સંક્ષેપ અપાય છે, તેની વાત કરો છો?

સોક્રેટીસ.

હા; અને હવે બોલવાની કલા માટે તમારે મને બીજું કંઇ પણ કહેવાનું રહ્યું છે?

ફીડ્રસ.

થોડી ઓછા મહત્વની વાતો ઍ, કે જે કહેવા સરખી નથી.

સોક્રેટીસ.

વારૂ, જો તેઓ ઓછા મહત્ત્વની હોય તો ચાલો આપણે તેમને જવા દઇએ. અને જે મળેલી છે તેને પ્રકાશમાં આણીએ, કે જેથી કરીને તેમના લક્ષણને અને કલામાં તેમની ક્રિયાશક્તિના પ્રદેશને આપણે ઓળખી શકીએ.

ફ્રીડ્રસ

ક્રિયાશક્તિ ઘણી પ્રબલ છે, એમાં તો કશો શક નથી, સોક્રેટીસ; અને ખાસ કરીને મોટા મંડળોમાં.

સોક્રેટીસ

ખરી વાત. પણ એ વસ્તુઓની સામે જુઓ, અને તપાસો. તમને તેમના વણાટમાં કંઇ ખામી દેખાતી નથી?

ફ્રીડ્રસ

તમેજ મહેરબાની કરીને બતાવશો?

સોક્રેટીસ

વારૂ, હું પૂછું તેનો જવાબ આપો. ધારો કે એક માણસ તમારા મિત્ર એરીક્સિમેખસની પાસે અથવા તેના

ફીડ્રસ.

તો બેશક તેઓ એમજ કહે, કે ' ભલો આદમી દીવાનો છે; કાતો તેણે કોઇ પુસ્તક વંચાતું સાંભળ્યું છે, અથવા તો તેને કોઇ ગુપ્ત દવા મળી ગઇ છે, અને તેટલા માટે તે પોતાને સિદ્ધ વૈદ્ય બની ગયેલો સમજે છે, જોકે વસ્તુતાએ તે એ કલા સંબંધી કશુંજ જાણતો નથી. '

સોક્રેટીસ.

અને ધારો કે કોઇ માણસ સોફોકલીઝ અને યુરિપિડીઝની પાસે જાય, અને તેમને કહે, કે ' હું એક ન્હાની બાબત ઉપર ઘણું લાંબું અને મોટી બાબત ઉપર ઘણું ટૂંકું વ્યાખ્યાન આપી શકું છું, ઇચ્છા પ્રમાણે દયાજનક અથવા સાહસિક અને ધમકીની ભાષામાં લખી શકું છું; અને એવી બીજી ઘણી ક્રિયાઓ કરી શકું છું, તથા એવી બાબતોમાં શિક્ષણ આપવાથી હું નાટક લખવાની શક્તિ આપનો હોઉં એમ ધારૂં છુ, ' તો ?

ફીડ્રસ.

તો સોક્રેટીસ, મને લાગે છે, કે તેઓ પણ એ ખયાલથી હસી પડશે, કે આવાં તત્ત્વો એકબીજાંની સાથે

અને આખાની સાથે સગત છે કે કેમ, તે તરફ ધ્યાન આપ્યા વગર તેમાથી નાટક બની શકે

નોકેટીસ

ખરૂ, પણ હુ ધારૂ છુ, કે તેઓ કઠોર ભાષામા તેનો પરિહાસ નહીં કરે, પણ જે માણસને તરમાથી ઊંચામા ઊંચા અને નીચામા નીચા સ્વર કાઢતા આવડતા હોય, અને જે તેટલા ઉપરથી પોતાને વાદક માનતો હોય, તેની સાથે મળતા એક ગવૈયો જેવી ભાષા વાપરે, તેવી વાપરશે કારણકે, મને લાગે છે કે ગવૈયો એવા માણસને ક્રોધ કરીને એમ નહીં કહે, કે 'અરે કમબખ્ત આદમી, તુ છેક દીવાનો છે' પણ સગીતને લીધે પ્રરિત કોમલતાથી જવાબ આપશે, કે 'જેશન, મારા ભલા મિત્ર, એ આવશ્યક છે, કે જેણે વાદિત્રોમા કુશલ થવુ હોય, તણે આ વાતો સમજવી જોઇએ પણ તમે જે જાણો છો તે બધુ જાણવા છતા મનુષ્ય વાદનકલાથી બિલકુલ અજ્ઞાન રહે, તો તને અટકાવનાર દુનિયામા કશુ નથી કારણકે જે સાધનોથી તમે સપન્ન છો, તે વાદનની શરૂઆત માટે આવશ્યક છે ખરા, પણ તે વાદન પોતે નથી'

ફીડ્રસ

અને એ જવાબ બહુ યોગ્ય ગણાય

સોક્રેટીસ.

અને એવીજ રીતે સોફોક્લીઝ પેલા નાટકના ડોળઘાલુને કહી શકે કે 'તમે નાટકની શરૂઆતની વાતો જાણો છો, પણ નાટકને પોતાને નહીં; અને એકયુમેનસ વૈદ્યકના ડોળ ઘાલુને કહી શકે, કે 'તમે વૈદ્યકની શરૂઆતની વાતો જાણો છો, પણ વૈદ્યને પોતાને નહીં.'

ફ્રાઇસ.

બેશક તેઓ એ પ્રમાણે કહી શકે.

સોક્રટીસ.

અને છેવટે, જો મધુર વાણીનો આપણો એથીનિયન એડ્રેસ્ટસ અથવા મહાન પેરિક્લીઝ પોતે, સૂત્ર-રચના, અને રૂપક-રચના, અને બીજી બધી રચનાઓ, કે જે આપણે હમણાંજ ગણાવી ગયા, અને જેની ગણના પૂરી કરતાં આપણે કહ્યું, કે તેની વધારે સ્વચ્છ પ્રકાશમાં પરીક્ષા થવી કઠિન છે, તે ભવ્ય યુક્તિઓ સંબંધી સાંભળે, તો શો જવાબ આપે, એમ આપણે આશા રાખી શકીએ? તમે શું એમ ધારો છો, કે તેઓ આપણા અશિષ્ટ દાખલાને

અનુસરે, અને જેમણે આ યુક્તિઓમાં જાણે વક્તૃકલાનો સમાવેશ થઇ જતો હોય, તેવી રીતે એમના ઉપર લખેલું હોય, અને તેમનું શિક્ષણ આપ્યું હોય, તેમની સામે અસભ્ય વચનો વાપરવાની આગ્યના બતાવેઃ કે આપણા કરતાં વધારે ડાહ્યા હોવાથી આપણા તરફ વળીને ઠપકો આપનાં કહે, કે 'ફ્રીડ્રસ અને સોક્રેટીસ, તમે રીસ ચડાવો છો, એ ઠીક કરતા નથી; જો તર્કશાસ્ત્ર ન જાણનારા માણસો વક્તૃકલાની વ્યાખ્યા આપવાને અશક્ત માલુમ પડ્યા હોય, અને આ અજ્ઞાનના સ્વાભાવિક પરિણામ તરીકે, વક્તૃકલાના આવશ્યક સાધનોથી સંપન્ન હોવાને લીધે એમ માનતા હોય. કે પોતે આ કલાના શોધકો છે, તો તમારે તેમને ક્ષમા આપવી જોઇએ; અને વળી, જો તેઓ એમ માનતા હોય, કે આ સાધનો બીજાઓને શિખવવાથી તેમણે તેમને સંપૂર્ણ વક્તૃકલા શિખવેલ છે, જોકે ગળે ઉતરે એવી રીતે તે દરેક સાધનને વાપરવાની શકિત સંબંધી અથવા તમામને એક આખાના રૂપમાં સંયુક્ત કરવા સંબંધી તેઓ કશું ન કહેતા હોય, પણ શિષ્યોને જે ભાષણો રચવાનાં આવે, તેમાં તેઓ એ બાબત મદદ વગર પોતાની મેળે પ્રાપ્ત કરી લેશે, એમ માનીને તથા તુચ્છ ગણીને પડી મૂકતા હોય, તોપણ તેમને ક્ષમા ઘટે છે.'

ફીડ્રસ.

વારૂ, ખરેખર, સોક્રેટીસ, આ લોકો જે કલા ભાષણોમાં અને પુસ્તકોમાં શિખવે છે, તેનું લક્ષણ તો ઘણે અંશે તમે કહો છો, તેવુંજ છે; અને મારે કબુલ કરવું જોઇએ, કે મારા ધારવા પ્રમાણે તમે કહો છો તે સત્ય છે પણ હવે મને એ કહો, કે કયાં સાધનોથી અને કયા સ્થાનમાંથી ગળે ઉતરે એવી રીતે બોલવાની સાચી કલા આપણે પ્રાપ્ત કરી શકીએ

સોક્રેટીસ

એ કલામાં કુશળ થવાની શક્તિ ઘણું કરીને, અથવા કદાચ મારે એમ કહેવુ જોઇએ કે અવશ્ય, એક સાર્વત્રિક નિયમ ઉપર આધાર રાખે છે. જો તમને બોલવાની પ્રતિભાની કુદરત તરફથી બક્ષેશ હોય, તો તેમાં વિદ્યા અને અભ્યાસ ઉમેરવાથી તમે એક નરમ બોલનાર થઇ શકો; પણ આ ત્રણ આવશ્યકોમાંથી એકેયમાં જે પ્રમાણમાં તમારી ન્યૂનતા હોય, તે પ્રમાણમાં તમારી પૂર્ણતામાં ખામી રહેવાની. છતાં, એમાં જેટલે અંશે કલા છે, તેટલે અંશે તેની ખરી પદ્ધતિ, ટિસિઆસ અને થ્રેસીમાકસ જે માર્ગે ચાલે છે તે માર્ગે, મને લાગે છે કે, મળશે નહીં.

ફીડ્રસ.

ત્યારે કયે માર્ગે મળશે ?

સૉક્રેટીસ.

મારા વહાલા મિત્ર, એમ દેખાય છે, કે સૌથી પૂર્ણ વક્તા જે કોઇ થઇ શક્યો હોય, તો તે પેરિક્લીઝ છે.

ફીડ્રસ

તે કેવી રીતે ?

સૉક્રેટીસ.

બધી ઉચ્ચતર કલાઓને તેમના ખાસ અભ્યાસ ઉપરાંત પ્રાકૃતિક વિદ્યાની સાથે સૂક્ષ્મ અને વિચારશીલ પરિચયની પણ અપેક્ષા છે; કારણકે, હું ધારૂં છું, કે એવા કોઇ દ્વાર મારફતજ વિચારની ઉચ્ચતા અને પ્રસ્તુત વિષય ઉપરનો સાર્વત્રિક અધિકાર પ્રવેશ કરે છે. હવે, પેરિક્લીઝને મોટી નૈસર્ગિક શક્તિ ઉપરાંત આ લાભો પણ મળેલ છે કારણકે, જો હું ભુલતો ન હોઉં તો, તે એનેક્સેગોરાસના હાથમાં આવ્યો હતો, કે જે આવા વિષયોનો શિક્ષક છે, અને તેના વડે ગંભીર વિચારથી સંચિત થવાથી, ત્યાં

ચેતન અને અચેતન તત્ત્વનો સ્વભાવ સમજવાથી (તમને ખબર છે, કે આ વિષયો તેના શિક્ષકના વ્યાખ્યાનમા મુખ્ય સ્થાન પામતા હતા), તેણે એ શોધોમાથી બોલવાની કલાને અનુકૂલ થાય તેવા અન્વેષણોની યોજના કરેલી

ફીડ્રસ.

તે કેવી રીતે ?

સાક્રેટીસ.

હુ ધારૂં છું, કે જે પ્રમાણે વૈદ્યકની કલામાં છે, તેજ પ્રમાણે બોલવાની કલામા પણ છે

ફીડ્રસ

એટલે કેમ ?

સાક્રેટીસ.

એટલે એમ, કે બંનેમા સ્વભાવની પરીક્ષા આવશ્યક છે, એકમાં શરીરના સ્વભાવની, અને બીજામા આત્માના સ્વભાવની. જો તમારો આશય માત્ર પરંપરિત પદ્ધતિને નહીં પણ શાસ્ત્રીય સિદ્ધાંતને અનુસરવાનો હોય, તો શરીરને તમારે એવુ ઔષધ અને ભોજન આપવુ જોઇએ, કે

જેથી તેનામાં આરોગ્ય અને બળ ઉત્પન્ન થાય; અને આત્માને એવા શબ્દો તથા યોગ્ય કેળવણી આપવાં જોઇએ, કે જેથી તેને ઇષ્ટ સમજણ તથા સદ્ગુણની પ્રાપ્તિ થાય

ફીડ્રસ.

એમ કરવું એ ઉચિત તો લાગે છે, સોક્રેટીસ

સોક્રેટીસ

હવે, તમે એ શું શકય માનો છો, કે વિશ્વનો સ્વભાવ સમજ્યા વગર આત્માનો સ્વભાવ સંતોષકારક રીતે સમજી શકાય ?

ફીડસ

નહીં, આપણે જો એસ્કયુલેપિયસની શાખાના હિપ્પોક્રેટીસનું કહેવું માનીએ, તો આ અન્વેષણ વગર શરીરનો સ્વભાવ પણ સમજાય તેમ નથી.

સોક્રેટીસ.

એ ખરાબર કહે છે, ફીડ્રસ. છતાં, આપણે હિપ્પોક્રેટીસના પ્રમાણથી સંતોષ ન માનવો જોઇએ, પણ દલીલને પોતાને પૂછવું જોઇએ, અને જોવું જોઇએ, કે તે અવિરુદ્ધ છે કે કેમ.

ફીડ્રસ.

ખરૂં.

સોક્રેટીસ.

ત્યારે સ્વભાવના સંબંધમાં હિપ્પોક્રેટીસ શું કહે છે, અને સત્ય શું કહે છે, તે જુઓ. શું તેમનું કોઇ પણ વસ્તુના સ્વભાવની પરીક્ષા કરવા સારૂ આ પ્રમાણે ફરમાન નથી? પ્રથમ તો, જે વસ્તુમાં આપણે શાસ્ત્રીય રીતે વાકેફ થવાને અને બીજાઓને પણ એવાજ વાકેફ કરવાને સમર્થ થવા ઇચ્છતા હોઇએ. તે વસ્તુ માટે આપણે એ તપાસ કરવી જોઇએ, કે તે એકરૂપ છે કે બહુરૂપઃ બીજું, જો એ વસ્તુ એકરૂપ હોય, તો આપણે એ પરીક્ષા કરવી જોઇએ, કે સ્વભાવથી તેનામાં શું કર્મ કરવાની શક્તિ છે, અને શેના પર કર્મ કરવાની, અથવા પોતાના પર કર્મ થઇ શકે એવી તેનામાં શી પાત્રતા છે, અને તેના પર જે કર્મ કરે છે તે શું છે; જો તે ઘણા પ્રકારની હોય, તો તે પ્રકારો આપણે ગણાવવા જોઇએ, અને જે પ્રમાણે એકરૂપ વસ્તુમાં જોયું તેમ તે દરેકમાં જોવું જોઇએ, કે તેના શા ગુણો છે, અને તે કર્મ કરનાર છે કે ધારનાર છે.

ફીડ્રસ.

હા, સોક્રેટીસ, માર્ગ એ હોય એમ લાગે છે ખરૂં.

સોક્રેટીસ

વધારે નહીં તો એટલુ ખરૂ જ, કે જે કોઇ પદ્ધતિમા આવી પરીક્ષાઓ ન થાય તે એક આંધળા માણસના ચાલવા કરતા બેહતર નીવડી શકે નહીં પણ ખરેખર આપણે કોઇ પણ વિષયના શાસ્ત્રીય અનુયાયીને એક આંધળા અથવા બહેરા મા ણસની સાથે કદાપિ સરખાવવા ન જોઇએ નહીં એ સ્પષ્ટ છે, કે જે કોઇ શાસ્ત્રીય સિદ્ધાંતો ઉપર બોલના શિખવે છે, ને પાતાનો શિષ્ય જને સંબોધીને ભાષણ કરવાનો છ, તેના તાત્ત્વિક સ્વભાવ સાચી રીતે સમજાવશે અને જો હુ ભૂલતો ન હોઉં, તો સંબોધન આત્માને કરવુ પડશે

ફીડસ

બેશક

સોક્રેટીસ

ત્યારે આની સામે તેની બધી લડત ચાલશે, કારણકે તેને જે સંમતિ ઉત્પન્ન કરવાની છે, તે આત્માની અંદર છે શુ એ પ્રમાણે નથી ?

ફીડસ

હા, છે

સોક્રેટીસ.

તેટલા માટે એ સ્પષ્ટ છે, કે થ્રેસીમાખસ અને બીજો જે કોઇ બોલવાની કલાનું ગંભીર શિક્ષણ આપવા ચાહતો હશે, તે પ્રથમ તો ખરાખર તપાસીને એ ચોકસ કરશે, કે આત્મા સ્વભાવથી એકરૂપ અને સમાન છે. કે તે શરીરની માફક ઘણી જુદી જુદી જાત ા છે કારણકે સ્વભાવને પ્રગટ કરવાની આ પદ્ધતિ છે, એમ આપણે માનીએ છીએ

ફીડ્રસ.

ખરાબર

સોક્રેટીસ

પછી તે એ જણાવશે, કે કયા ભાગમા તે ક્રિયા-કારક છે, અને શેના પર તે ક્રિયા કરે છે; તથા કયા ભાગમા તે ક્રિયાધારક છે, અને શા વડે તેના પર ક્રિયા થાય છે

ફીડ્રસ.

અવશ્ય તે એ પ્રમાણે કરશે.

સોક્રેટીસ.

અને ત્રીજી વાત. જ્યારે તે જુદી જુદી જાતનાં ભાષણો અને જુદી જુદી જાતના આત્માઓ તથા તેમની જુદી જુદી

ક્રિયાનિઓ ક્રમમાં ગોઠવી રહેશે, ત્યારે તે ક્રિયા કરનારાં બધાં કારણો ગણી બનાવશે, અને જાતની સાથે જાત ગોઠવીને બનાવશે, કે કઇ જાતના ભાષણથી કઇ જાતના આત્માને પ્રતીતિ થશે, અથવા નહીં થાય, અને તે શા કારણ માટે.

ફીડ્રસ

આ પદ્ધતિથી તેનું કામ ઘણી સારી રીતે થશે, એટલું તો નક્કી.

સોક્રેટીસ.

મારા મિત્ર, હું તમને ખાતરી આપું છુ, કે આ વિષયમાં કે બીજા કોઇ પણ વિષયમાં જુદી પદ્ધતિ ઉપર બોલાયેલી કે સમજાવાયેલી કોઇ પણ બાબત શાસ્ત્રીય પદ્ધતિ ઉપર બોલાશે કે સમજાવાશે નહીં. પણ સુભાષિતની કલાઓના આપણા આધુનિક ગ્રંથકર્તાઓ, કે જેમને તમે ઓળખો છો, તેઓ લુચ્ચા ઠગારા છે, અને આત્માના સ્વભાવમાં તેમને જે સૂક્ષ્મ અંતર્દષ્ટિ હોય છે, તે અદૃશ્ય રાખી શકે છે એટલે, જ્યાં સુધી તેઓ આ રીતે બોલે અને લખે ત્યાં સુધી તેઓ શાસ્ત્રીય રીતે બોલે છે અને લખે છે, એમ આપણે ન સ્વીકારવું જોઇએ.

ફીડ્રસ.

"આ રીતે એટલે કઇ રીતે'?

સોક્રેટીસ.

વચનનાં અમુકજ રૂપ આપવાં, એ કંઇ સહેલી વાત નથી; પણ જો કોઇ બોલનારને પોતાનું કામ અને તેટલી શાસ્ત્રીય રીતે કરવું હોય, તો તેણે સામાન્યતઃ કયા માર્ગને અનુસરવું જોઇએ, તે સમજાવવને હું તૈયાર છું.

ફીડ્રસ.

ત્યારે સમજાવો.

સોક્રેટીસ.

જ્યારે એટલું આપણે સ્વીકારીએ છીએ, કે ભાષણની ક્રિયાશક્તિ મનુષ્યોના આત્માઓને વશ કરવામાં રહેલી છે, ત્યારે એટલું અવશ્ય ફલિત થાય છે, કે જેને વક્તા થવું હોય, તે માણસ, આત્માના જેટલા પ્રકારો છે, તે બધાથી વાકેફ હોવો જોઇએ. હવે, આ પ્રકારોની અમુક સંખ્યા છે, અને દરેક અમુક જાતનો હોય છે; જે પરથી જુદા જુદા માણસોમાં જુદાં જુદાં લક્ષણો પરિણમે છે. અને આ વિભાગને આપણે સ્થાપિત થયેલો ગણીએ, એટલે વળી ભાષણોના પણ

અમુક પ્રકારો છે, અને દરેક પ્રકાર અમુક લક્ષણનો હોય છે. તેટલા માટે, અમુક લક્ષણના માણસો અમુક લક્ષણનાં ભાષણો વડે અમુક કારણોને લીધે અમુક વસ્તુઓમાં સહેલાઇથી સંમત થાય છે, અને જુદાં લક્ષણના માણસો એજ સ્થિતિમાં સંમત કરવા મુશ્કેલ છે. એટલે, આ ભેદો બરાબર સમજવા જોઇએ; પણ જ્યારે સમજાયા હોય ત્યારે જુદાં આપણા વક્તામા એવી શક્તિ હોવી જોઇએ, કે દર રોજની જિંદગીના પ્રવાહ અને કામકાજમા તેઓ દૃષ્ટિએ પડે, કે તરત તે તેને પોત ની ગ્રાહક શક્તિઓથી અનુસરી શકે, નહીં તો શાળામાં પોતાના શિક્ષક પાસેથી જે ભાષણો સાંભળ્યાં હોય, તે કરતાં તે પોતાની કલા સંબંધી કશુજ વધારે જાણતો નથી, એમ સમજવું પણ જ્યારે તે એમ કહેવાની સ્થિતિમાં હોય, કે કયા પ્રકારના ભાષણથી કયા પ્રકારનો માણસ સંમત થવાનો સંભવ છે, અને જ્યારે તે દુનિયામાં કોઇ પણ માણસને મળતાં એક દૃષ્ટિપાતમા તેનુ લક્ષણ સમજી શકે, અને મનમાં કહી શકે, કે જે માણસ અને જે સ્વભાવને માટે મેં મારા શિક્ષક પાસેથી પેલા ભાષણો સાંભળેલાં, તે અત્યારે મારી આગળ હાજર છે; તેટલા માટે, જો આ પ્રકારની વસ્તુમાં મારે તેને સંમત કરવો હોય, તો આ પ્રકારની રીતે, અને આ પ્રકારનું ભાષણ મારે તેની પાસે કરવું જોઇએ-જ્યારે આ તમામ જ્ઞાનથી

તે સંપન્ન હોય, અને ઉપરાંત, બોલવાનો યોગ્ય વખત તથા ચૂપ રહેવાનો યોગ્ય વખત જાણતો હોય, તથા સંક્ષિપ્ત શૈલી, દયાજનક શૈલી, ક્રોધજનક શૈલી, અને પોતાને જેનું શિક્ષણ મળેલું છે, તે બીજી બધી બોલવાની શૈલીઓના ઘટિત અને અઘટિત ઉપયોગ વચ્ચે ભેદ કરતાં જ્યારે તે શીખેલો હોય, ત્યારેજ તેની કલા એક સુંદર અને સંપૂર્ણ કાર્ય થઇ શકે, અને ત્યાં સુધી નહીં. પણ જો, પોતે પોતાનું કામ શાસ્ત્રીય રીતે કરે છે, એમ કહેવા છતાં, લખવામાં, અથવા શિખવવામાં, અથવા બોલવામાં, આ આવશ્યકોમાંથી એકને પણ તે છોડી દેતો હોય, તો જે શ્રોતા સંમત ન થાય, તે તેના ઉપર વિજય મેળવે છે. છતાં, બેશક આપણો મિત્ર ગ્રંથલેખક આપણને કહેશે, કે–પણ, ફીડ્રસ, પણ, સોક્રેટીસ–બોલવાની આ એકજ કલા હોઇ શકે, કે જરા જુના સિદ્ધાંતો પ્રમાણે જે ચાલતી હોય તેથી પણ આપણે નિભાવી શકીએ ?

ફીડ્રસ

મને તો એમ લાગે છે, સોક્રેટીસ, કે બીજી કોઈ પણ પદ્ધતિની રજા આપવી ન જોઇએ, અને છતાં આ તમારી પદ્ધતિ કંઇ સહેલી વાત લાગતી નથી.

સોક્રેટીસ.

ખરૂં, ક્રીટ્સ, એ મહેલી નથી. અને આ કારણસર આપણે તેમના બધા લેખો ફરીફરીને ઉથલાવવા જોઇએ, અને જોવું જોઇએ, કે કયાંય એ કલાનો વધારે મહેલો અને ટુંકો રસ્તો મળે છે કે નહીં, કે જેથી કરીને સરલ અને ટુંકો રસ્તો હોવા છતાં લાંબા અને ખરબચડા માર્ગમાં આપણને નકામું ભટકવું ન પડે. તેટલા માટે, આપણા ઉદ્દેશને માટે ઉપયોગી થાય એવી કોઇ પણ વસ્તુ જો તમે લિસિઆસ કે બીજા કોઇ પણ શિક્ષક પાસેથી કદાપિ સાભળી હોય, તો તે યાદ કરવાનો યત્ન કરો, અને મને કહો.

ફીડ્રસ.

જો યત્ન કરવાથીજ યાદ આવી જાય એમ હોય, તો હું તે કરી શકું; પણ હકીકત એમ છે, કે આ ક્ષણે મને કશુંજ યાદ આવતું નથી.

સોક્રેટીસ.

તો એ વિષયની સાથે નિસબતવાળા અમુક ગૃહસ્થો પાસેથી મેં એક કથન સાંભળ્યું છે, તે હું કહી સંભળાવું, તો કેમ ?

ફીડ્રસ.

—તો એ મને બહુજ ગમે.

સોક્રેટીસ.

વરૂ, ફીડ્રસ, તમે એવું એક કથન છે એમ જાણો છો, કે વરૂના પક્ષમાં પણ કહેવાનું કહી બતાવવું, એ ન્યાય પુરસ્સર છે.

ફીડ્રસ.

બેશક છે, અને તમે એ પ્રમાણે કરો.

સોક્રેટીસ.

હું કરીશ. તેઓ મને કહે છે, કે એ બાબતને આટલી બધી ગંભીરતાથી ચર્ચવાની, કે લાંબા ભ્રમણો કરીને તેને એટલા દૂરના મૂળ સુધી લઇ જવાની કશી જરૂર નથી. દાખલાકે, આપણે પણ આપણી દલીલની શરૂઆતમાં કહ્યું હતું તેમ, જે લોકો કુશળ વક્તા થવા ચાહતા હોય, તેમને સત્યની સાથે, કે ન્યાય્ય અથવા સારાં કર્મોની સાથે, કે જે માણસો સ્વભાવથી અથવા કેળવણીથી ન્યાયી અથવા સારા હોય તેમની સાથે, કશી લેવાદેવા નથી. આના કારણમાં તેઓ એમ કહે છે, કે ઇનસાફની અદાલતોમાં, કોઇ

પણ માનુમ આ બાબતોમા સત્ય શુ છે, તે સબધી લેશ પણ પરવા કરતો નથી, પણ મત્ર જે સભવિત હોય, અર્થાત, જે શકય હોય, તેની સાથે નિસબત રાખે છે, તેટલા માટે, તમે જો કલાના નિયમ પ્રમાણે બોલવા ધારતા હો, તો એ ઉપર તમારે તમારૂ બધુ ધ્યાન લગાડવુ જોઇએ બરે, એવા પણ પ્રસગો આવે છે, કે જ્યારે, જો વાત અસભવિત લાગે તેવી હોય, તો તમારે હકીકતો પણ બની હોય તેની નહીં, પણ ફક્ત સભવિત લાગે તેવી કહેવી જોઇએ અને તે આરોપ અને બચાવ બનેમા અને, સક્ષેપમા, તમે જે કઇ કહો તેમા, તમારે મુખ્યત્વે કરીને જે સભવિત છે તેને લક્ષ્ય કરવુ જોઇએ, અને જે સત્ય છે તે તરફ બિલકુલ ધ્યાન ન આપવુ જોઇએ કારણકે આ પ્રમાણે આખા વ્યાખ્યાનમા તમે કરશો, તો બધી કલા તમને આવડી જશે

ફીડ્રસ

હા, સોક્રેટીસ, બોલવાની કલામા જેઓ આપણા પ્રસિદ્ધ શિક્ષકો છે તેઓ આજ ભાષા વાપરે છે મને સ્મરણ છે, કે આપણી વાતચિતના શરૂઆતના ભાગમા આપણે આ પ્રકારના સિદ્ધાતનુ સહેજ વિવેચન કર્યું હતુ, અને એ ધધાના ગૃહસ્થો તેને સર્વોપરિ મહત્ત્વનો ગણે છે

સોક્રેટીસ.

નહીં, ફીડ્રસ, મને ખાતરી છે, કે તમે મહાન ટિસિઆસને પોતાને ફરી ફરીને વાંચેલ છે. એટલે ટિસિઆસને પોતાને કહેવા દો, કે "સંભવિત" નો અર્થ જે ઘણાના અભિપ્રાયને અનુકૂલ હોય તેજ છે, કે કંઈ બીજો

ફીડ્રસ.

ટિસિઆસ જવાબ આપે છે, કે બીજો શો અર્થ હું કરી શકું?

સોક્રેટીસ.

એટલે, હું ધારૂં છું, કે આ ડહાપણની અને શાસ્ત્રીય શોધ પર આધાર રાખીને તે જણાવે છે, કે જો એક નિર્બલ પણ હિંમતવાન માણસ ઉપર એક મજબૂત અને બીકણ માણસને પાડી નાંખવાનો, અને તેનાં કપડાં અથવા પૈસાની થેલી લૂટી લેવાનો આરોપ આવે, તો ફરિયાદી કે આરોપી કોઇએ ન્યાયાધીશોની પાસે સત્ય કહેવું જોઇએ નહીં, પણ બીકણે એમ કહેવું જોઇએ, કે પેલા બીજાએ જ્યારે તેને પાડી નાંખ્યો, ત્યારે તેને કોઈકની મદદ હતી; અને બહાદુર માણસે પ્રથમ એ હકીકત સા-

ખિત કરવી જોઇએ, કે તેઓ એકલા હતા, અને પછી, તેમના માનીતા સંભવિતને લક્ષીને પુકારવું જોઇએ, કે "વાહ! મારા જેવો માણસ કદાપિ તેના જેવા માણસ પર હુમલો કરવાનો શી રીતે વિચાર કરી શકે?" અને પેલા બીજાએ પોતાની ભીરુતાની દલીલ કરવી જોઇએ નહીં, પણ કંઈક નવા અનત્યનો યત્ન કરવો જોઇએ, કે જેથી કદાચ તેના સામાવળિયાને આરોપ ખોટો સિદ્ધ કરવાનું સાધન મળે. અને એ પ્રમાણે, ગમે તે બાબત હાથમાં હોય, તોપણ તેના કહેવા પ્રમાણે, કલાઓ નિર્દિષ્ટ કરેલી દલીલ કરવાની આજ પદ્ધતિ છે શું એમ નથી, ફીડ્રસ?

ફીડ્રસ

એમજ છે.

સોક્રેટીસ.

ખરેખર એ કલા ગંભીર છે. અને તેના શોધનારની કુશળતા આશ્ચર્યકારક છે, પછી તે ટિસિઆસ કે ગમે તે હોય, અને ગમે તે નામથી ઓળખાવાને તે રાજી હોય. પણ ફીડ્રસ, આપણે તેને જવાબ આપશું કે નહીં?

ફીડ્રસ.

શો જવાબ?

આ જવાબ. ટિસિઆસ, તમે અમારી વાતચિતમાં ભળ્યાં, તે પહેલાં ઘણા વખત ઉપર અમે એમ જોઇ શકયા હતા, કે જે શકયતાની તમે એટલી તારીફ કરો છો, તે સત્યની સાથેના તેના સાદૃશ્યને લીધેજ ઘણાઓના મન પર અસર કરી શકે છે, અને તે પછી અમે સિદ્ધ કર્યું છે, કે બધે પ્રસંગે, જે માણસ પ્રસ્તુત સત્યની સાથે સૌથી વધારે પરિચિત હોય, તેજ સાદૃશ્યની વિવિધ છાયાઓ સૌથી વધારે સારી રીતે પારખી શકે છે એટલે, બોલવાની કલા સંબંધી તમારે બીજું કંઇ કહેવાનું હશે, તો અમે તે આનંદથી સાંભળશું; પણ જો નહીં હોય. તો અમે અમારા આગલા નિશ્ચયને પકડી રાખશું, કે જ્યાં સુધી કોઇ પણ વકતા પોતાના શ્રોતાઓના જુદા જુદા સ્વભાવોની ગણના કરી શકશે નહીં, અને વસ્તુઓને તેમની ભિન્ન ભિન્ન જાતિઓમાં વિભકત કરી શકશે નહીં, તથા વિશેષોને એક સામાન્ય કલ્પનામાં સંગૃહીત કરી શકશે નહીં, ત્યાં સુધી માણસની શક્તિથી કલામાં જે સર્વોપરિ ઉત્કર્ષ પ્રાપ્ય છે, ત્યાં તે કદાપિ પહોંચશે નહીં. પણ આ જ્ઞાન તે ઘણા પ્રયાસ વગર કદાપિ મેળવી શકે નહીં; અને એ પ્રયાસ ડાહ્યા માણસે કરવો જોઇએ, તે દુનિયાની આગળ બોલવાના અને કર્મ કરવાના હેતુથી નહીં, પણ એટલા માટે, કે પોતાથી સારામાં સારી રીતે બની શકે તેટલે અંશે

શબ્દ અને કર્મ બનેથી દેવોને પ્રસન્ન કરવાને તે શક્તિમાન થાય. કારણકે ખરેખર, ટિસિઆસ, તમારા અને મારા કરતાં વધારે ડાહ્યા માણસો કહે છે, કે વિચારશીલ માણસને, સહજ બની શકે તે સિવાય, પોતાની સાથે બંધનમાં પડેલા માણસોને પ્રસન્ન કરવાને યત્ન ઉચિત નથી, પણ ભલા અને કુલીન ધણીઓને પ્રસન્ન કરવાનો. તેટલા માટે, જો આપણો પ્રવાસ લાંબો થાય, તો આશ્ચર્ય ન પામશો; કારણકે ઊંચા ઉદ્દેશોની ખાતર આપણને તે કરવાની જરૂર છે, અને તમે ધારો છો તેવાની ખાતર નહીં. છતાં તમારા ઉદ્દેશો પણ, જો તમે તે અમારા મૂળમાંથી મેળવવાનું પસંદ કરો તો, સૌથી સારી રીતે સિદ્ધ થઇ શકે, એમ અમારી દલીલથી સાબિત થાય છે.

ફીડ્રસ.

સોક્રેટીસ, હું જાણું છું, કે તમે જે ઉદ્દેશો સંબંધી બોલો છો, તે, જો કોઇ માણસ તે માત્ર સિદ્ધ કરી શકે તેમ હોય તો, ઘણા ભવ્ય છે.

સોક્રેટીસ.

પણ ખરેખર, મારા મિત્ર, જો ઉદ્દેશો ભવ્ય છે, તો તે સાધવામાં આપણને જે કંઇ અનુભવ થાય તે સર્વ પણ ભવ્ય છે.

ફીડ્રસ.

બેશક તે છે.

સોક્રેટીસ.

ત્યારે વ્યાખ્યાનના શાસ્ત્રીય અને અશાસ્ત્રીય વિવેચન સંબંધી આટલા વિસ્તારથી બસ કરીએ.

ફીડ્રસ.

ખુશીથી.

સોક્રેટીસ.

પણ લખવામાં ઔચિત્ય અને અનૌચિત્યનો પ્રશ્ન, તથા લેખને સુંદર અથવા અસુંદર શી રીતે બનાવવો, એ વિચાર વાનું રહે છે. નહીં વારૂ ?

ફીડ્રસ.

હા.

સોક્રેટીસ.

ફીડ્રસ, તમને ખબર છે, કે બોલવાના સંબંધમાં શી વર્તણુક અથવા ભાષાથી માણસ ઈશ્વરને સૌથી સારી રીતે પ્રસન્ન કરી શકે ?

ફીડ્રસ.

બિલકુલ નહીં;-તમને ખબર છે ?

સોક્રેટીસ.

એ વિષય ઉપર હું તમને પ્રાચીનોની એક વાત કહી શકું. એ સાચી છે કે નહીં, એ તો તેઓ જાણે; પણ જો કદાચે આપણુને સત્ય મળી જાય, તો પછી, તમે ધારો છો, કે આપણે માણસોના અભિપ્રાયો તરફ વધારે વાર ધ્યાન આપી શકીએ ?

ફીડ્રસ.

એ તો ખરેખર હસવા સરખું થાય, પણ જે વાત સાંભળેલી હોવાનું તમે કહો છો, તે મને કૃપા કરીને જણાવો.

સોક્રેટીસ.

વારૂ, મેં એમ સાંભળ્યું છે, કે ઇજિપ્તમાં નોક્રેટિસની પાડોશમાં એ દેશનો એક પુરાતન દેવ રહેતો હતો; એનેજ તે પવિત્ર પક્ષી સમર્પિત છે, કે જેને તેઓ, તમે જાણો છો તેમ, આઇબિસ કહે છે, અને દેવનું પોતાનું નામ થીયુથ

હતું. તેઓ કહે છે, કે એ દેવેજ પ્રથમ સંખ્યા, અને અંકગણિત, અને ભૂમિતિ, અને ખગોલ વિદ્યાની શોધ કરેલી; ઉપરાંત ડ્રાફ્ટ્સની, અને પાસાની, તથા સૌથી ચડિયાતી, અક્ષરોની. હવે આખું ઇજિપ્ત એ વખતે થેમસ દેવના શાસન નીચે હતું, જે ઉપલા પ્રદેશની રાજધાની પાસે રહેતો હતો, કે જેને ગ્રીકો ઇજિપ્તનું થીબ્સ કહે છે. એ દેવને પોતાને તેઓ એમન કહે છે. તેટલા માટે થીયુથ તેની પાસે ગયો; અને પોતાની શોધો દેખાડીને ઇજિપ્તવાસીઓમાં તેમના પ્રચાર માટે ભલામણ કરી. રાજાએ તેને દરેકનો ઉપયોગ પૂછયો, અને તેના ખુલાસા પોતાને સારા અથવા ખરાબ લાગ્યા, તે પ્રમાણે તારીફ કરી અથવા દોષ કાઢ્યા. દરેક કલા સબંધી થેમસે પક્ષમાં અને વિરુદ્ધ થીયુથને ઘણું કહ્યું કહેવાય છે, પણ તે બધાની પુનરુક્તિ કરવાથી વાત બહુ લાંબી થાય. પણ જ્યારે અક્ષરોની વાત આવી, ત્યારે થીયુથે કહ્યું: 'ઓ રાજા, આ શોધ ઇજિપ્તવાસીઓને વધારે ડાહ્યા અને યાદ રાખવાને વધારે સમર્થ બનાવશે, કારણકે એ યાદદાસ્ત અને ડહાપણ બનેને માટે મેં શોધેલી દવા છે' રાજાએ જવાબ આપ્યો: 'પરમ કુશલ થીયુથ, એક માણસ કોઇ કલાને જન્મ આપવાને શક્તિમાન હોય છે, અને બીજો માણસ, જેઓ તેનો ઉપયોગ કરવાનાં હોય, તેમને તેથી કેટલો લાભ અથવા કેટલી હાનિ

થશે, તેની તુલના કરવાને અને આ પ્રમાણે તમે, અક્ષરોના પિતા હોવાથી, અતિશય વાત્સલ્યમાં તેમનામાં એવાં પરિણામોનો આરોપ કરો છો, કે જે તેમનાં વાસ્તવિક પરિણામોથી છેક ઉલટાં છે કારણકે જેઓ તમારી આ શોધ શીખશે, તેમના મનમા સ્મરણશક્તિની અવગણના થવાને લીધે તે વિસ્મૃતિ ઉત્પન્ન કરશે, કારણકે લખાણ ઉપર વિશ્વાસને લીધે, તેઓ પોતાની શક્તિઓના આતર ઉપયોગથી નહીં, પણ વિદેશી ચિહ્નોની બાહ્ય મદદથી યાદ લાવશે તેટલા માટે તમારી શોધ સ્મરણને માટે નહીં, પણ યાદ લાવવાને માટે દવા છે, મનમા રાખવાને માટે નહીં, પણ તેમા પાછી લાવવાને માટે અને તમે તમાન શિષ્યોને માટે વાસ્તવિક ડહાપણ વગર માત્ર તેનો દેખાવ પૂરો પાડો છો કારણકે તમારા સાધનથી શિક્ષણની મદદ વગર ઘણી માહિતી મેળવવાને લીધે તેઓ ઘણા જ્ઞાનથી સંપન્ન દેખાશે, જોકે હકીકતમા ઘણે ભાગે તેઓ કશું જાણતા નહીં હોય; અને ઉપરાંત, વ્યવહારમા તેઓ અણગમતા થઇ પડશે, કારણકે ખરેખરા ડાહ્યા થવાને બદલે તેઓ પોતાના મિથ્યાભિમાનમાંજ ડાહ્યા થયેલા હશે ’

ફીડ્રસ.

સોક્રેટીસ, તમે ઇજિપ્તની કે ગમે તે પરાયા દેશની વાતો સહેલાઇથી બનાવી શકો છો

સોક્રેટીસ.

મારા મિત્ર, આપણને કહેવામાં આવેલ છે, કે ડોડોનાના ઝીયસની પવિત્ર ભૂમિમાં એક ઓકના અવાજને પ્રથમ ભવિષ્યવાદની બક્ષિશ થયેલી. તે વખતના માણસો, તમ અર્વાચીનો જેવા હુશિયાર ન હોવાથી, એક ઓક કે પત્થર પણ જો સત્ય કહે, તો તે સરલતાથી સાંભળીને સંતોષ માનતા. પણ એમ દેખાય છે, કે બોલનાર કોણ છે, અને તે કયા દેશમાંથી આવે છે. એથી પણ તમારા મનમાં તો ફેર પડે છે; તે કહે છે, તે પ્રમાણે હકીકત છે કે નહીં, એટલું માત્ર તમે વિચારતા નથી.

ફીડ્રસ

તમારો ઠપકો વાજબી છે. અને હું માનું છું, કે અક્ષરોના સંબંધમાં થીબન જે કહે છે, તે સત્ય છે.

સોક્રેટીસ

તેટલા માટે, જે માણસ કોઇ કલાને પોતાની પાછળ લખાણમાં મૂકતો જાય છે; અને જે માણસ તેને લખાણમાં ગ્રહણ કરે છે, એવા વિચારથી, કે લખાણમાંથી કશું સ્પષ્ટ કે નિશ્ચિત નિકળી શકે, તેઓ છેક મૂર્ખ અને ખરેખર

એમનના ભવિષ્યવાદથી અજ્ઞાન હોવા જોઇએ, કારણકે તેઓ એમ ધારતા હોવા જોઇએ, કે લખેલા શબ્દો, જે માણસ તેમને જાણતો હોય, તેના મનમાં, જે વસ્તુઓનું તેમાં વિવેચન હોય તે યાદ લાવવા ઉપરાંત કંઇક કરી શકે.

ફીડ્રસ.

ઘણું સાચું

સોક્રેટીસ.

કારણકે, ફીડ્રસ, લખાણમાં મને આ દોષ લાગે છે, અને તેમા તે ચિત્ર કલાને બહુ મળતું આવે છે. ચિત્ર કલાની કૃતિઓ જાણે જીવતી હોય તેમ તમારી આગળ ઉભી રહે છે, પણ જો તમે તેમને એક પ્રશ્ન પૂછો, તો તેઓ બહુ ગંભીર દેખાય છે, અને એક શબ્દ પણ બોલતી નથી. લખેલાં વ્યાખ્યાનોની પણ એજ સ્થિતિ છે તમે એવી કલ્પના કરી શકો, કે જાણે સમજણ હોય તે પ્રમાણે તેઓ બોલે છે, પણ જો તેમનું બોલવું તમે સમજવાને ઇચ્છો, અને એ માટે તેમને પ્રશ્ન કરો, તો તમને માલુમ પડે છે, કે તેઓ હમેશાં એકની એક વાતની પુનરુક્તિ કર્યા કરે છે. વળી દરેક વ્યાખ્યાન, એક વાર લખઇ ગયા પછી, એક હાથથી બીજા હાથમાં ફર્યા કરે છે, અને જેઓ તે સમજે

છે તેમના હાથમાંજ નહીં, પણ જેમને માટે તે કોઈ રીતે યોગ્ય નથી, તેમના હાથમાં પણ; અને કોની આગળ બોલવું જોઈએ, અને કોની આગળ ન બોલવું જોઈએ, તેની તેને ખબર નથી. અને જ્યારે ખોટી રીતે સમજાય, તથા ઉપર ગેરવાજબી આક્ષેપ થાય, ત્યારે મદદ માટે તેને હમેશાં પોતાના પિતાની જરૂર પડે છે; કારણકે મદદ વગર પ્રત્યાક્ષેપ કે બચાવ કરવાને તે શકિતમાન નથી.

ફીડ્રસ.

એ પણ કેવળ સાચી વાત છે.

સોક્રેટીસ.

પણ મબૂર! શું એક બીજી જાતનું પણ વ્યાખ્યાન નથી,-આ જાતના સગા ભાઈ જેવું? તે કેમ ઉત્પન્ન થાય છે, અને આના કરતાં વધારે ઉત્કૃષ્ટ તથા સફલ કેમ બને છે, તે ચાલો આપણે જોઈએ.

ફીડ્રસ.

તમે કયા વ્યાખ્યાન સબંધી બોલો છો, અને તે કેમ ઉત્પન્ન થાય છે?

સોક્રેટીસ.

હું તે સંબંધી બોલું છું, કે જે અંતર્દષ્ટિથી શીખનારના મનમાં લખાય છે, જે પોતાનો બચાવ કરી શકે છે, અને કોની આગળ બોલવું, તથા કોની આગળ ચૂપ રહેવું, એ પણ જાણે છે.

ફીડ્રસ.

એટલે ડાહ્યા માણસોનું વ્યાખ્યાન, કે જેને જીવન તથા આત્મા બંને હોય છે, અને લખેલા વ્યાખ્યાનને જેની છાયા કહી શકાય, તે?

સોક્રેટીસ.

બેશક તેજ. પણ હવે ચાલો, મને આનો જવાબ આપો. જો કોઈ સમજુ ખેડુતની પાસે એવાં બીજ હોય, કે જેને તે કિંમતી ગણતો હોય, અને જેમાંથી ફળ નિપજાવવાની તેની ઇચ્છા હોય, તે શું તેમને જાણીબૂજીને ઉન્હાળાના વખતમાં એડોનિસથી વાડીઓમાં વાવશે અને આઠ દિવસનાં તેમનો સુંદર વિકાસ જોઇને રાજી થશે? અથવા, એ પ્રમાણે જો તે કરશે, તો શું તે એક તહેવારની માત્ર ગમ્મત તરીકે નહીં કરે? પણ શું જે બીજોને તે એટલાં કિમતી ગણે છે, તેમને

તે યોગ્ય ભૂમિમાં પોતાની ખેડુતની કલાની બધી મદદથી નહીં વાવે, અને આઠમા મહિનામાં પાક ઉપર પહોંચેલ જોઇને શું તેને સંતોષ નહીં થાય ?

ફીડ્રસ.

બેશક, સોક્રેટીસ; એક ક્રિયા તે ગંભીરતાથી કરશે, અને બીજી તમે કહો છો તેમ, માત્ર ગમ્મત તરીકે.

સોક્રેટીસ.

અને શું આપણે એમ કહેશું, કે જેને ન્યાય્ય, સુંદર, અને સારૂં જોઇ શકવાની અંતર્દષ્ટિ છે, તે ખેડુતના કરતાં પોતાનાં બીજોના ઉપયોગમાં ઓછું ડહાપણ દેખાડે છે ?

ફીડ્રસ.

બિલકુલ નહીં.

સોક્રેટીસ.

ત્યારે તે તેમને પાણીમાં લખવાને પ્રવૃત્ત થશે નહીં, અને જે શબ્દો બોલીને પોતાનો બચાવ કરવાને તથા યથાસ્થિત સત્ય શિખવવાને અશક્ત છે, તેમની મદદથી તે કલમના સાધનથી તેમને શાહી સાથે વાવશે નહીં.

ફીડ્રસ

ખરેખર આપણે આશા રાખી શકીએ, કે એ પ્રમાણે તે નહીં કરે

સોક્રેટીસ

ખરેખર પણ હુ ધારૂ છુ, કે જ્યારે તે લખશે, ત્યારે તે માત્ર ગમ્મતની ખાતર લખશે, અને સાહિત્યની વાડીમા પોતાના બીજ વાવશે, અને તે એટલા માટે, કે જ્યારે તે વિસ્મૃતિની ઉમરે પહોચે, ત્યારે તેને પોતાને, તેમજ એજ માર્ગે જેઓ તેને અનુસરે છે તે સૌને, યાદદાસ્તમા મદદ મળે અને પોતાના રોપાઓને કોમલ વિકાસમા જોઇને તેને આનદ થશે અને જ્યારે બીજાઓ બીજી ગમ્મતોમા પડયા હશે, અને કદાચ ભોજન અને એવી બીજી પ્રવૃત્તિમા આનદ કરતા હશે, ત્યારે તે, જો હું ભૂલતો ન હોઉ તો, એવી ગમ્મતોને બદલે હુ કહું છું તે ક્રીડામા પોતાનો તહેવાર ગાળતો હશે.

ફીડ્રસ

જ્યારે કોઇ માણસ વ્યાખ્યાનોની ક્રીડા કરી શકે, ત્યારે તે ન્યાય અને સદ્‌ગુણ સબધી વાતો કહીને ગમ્મત મેળવે,

તેની ક્ષુદ્ર ક્રીડાની સાથે મૂકતાં એ ક્રીડા ઉમદા છે, સોક્રેટીસ.

સોક્રેટીસ.

હા, મારા વહાલા ફીડ્રસ, એ ઉમદા છે, પણ હું ધારૂં છું, કે ઘણું વધારે ઉમદા તો આ બાબતમાં તે માણસનું કામ છે, કે જે અનુકૂલ આત્મા મળી જતા, તાર્કિક કલાનો ઉપયોગ કરીને તેની અંદર શાસ્ત્રીય શબ્દો વાવે છે અને રોપે છે, કે જે પોતાનો તેમજ પોતાને વાવનારનો બચાવ કરવાને શક્તિમાન છે, અને નિષ્ફળ નિવડતા નથી, પણ પોતે સુદ્ધા બીજ નિપજાવે છે, કે જેમાંથી બીજાં મનોમાં બીજા શબ્દો ઉગી નિકળતા આ કિંમતી બીજ નષ્ટ થયા વના જળવાઈ રહે છે, અને જેટલે અંગે માણસને માટે સુખ શક્ય છે, તેટલે અંશે પોતાના માલિકને હમેશાં સુખી બનાવે છે

ફીડ્રસ

હા, સોક્રેટીસ, આ ક્રીડા પેલી બીજીના કરતાં ઘણી વધારે ઉમદા છે

સોક્રેટીસ.

ત્યારે હવે, ફ્રીડ્રસ, આ બાબતનો આપણે નિશ્ચય કર્યો, એટલે તમે જોશો, કે આપણે આપણા આગલા પ્રશ્નોનો નિર્ણય કરવાની સ્થિતિમાં આવ્યા છીએ

ફ્રીડ્રસ.

કયા પ્રશ્નોને માટે તમે બોલો છેઃ ?

સોક્રેટીસ.

તે કે જેનો ખુલાસો કરવાની ઇચ્છાથી આપણે અહીં સુધી આવી પહોંચ્યા છીએ; એક એ, કે વ્યાખ્યાનો રૂખવા માટે લિસિઆસ ઉપર જે આક્ષેપ થાય છે, તેની યોગ્યતાની પરીક્ષા કરવી; અને બીજો એ, કે વ્યાખ્યાનોના પોતાના સંબંધમા એ શોધી કાઢવું, કે કયાં કલાના નિયમો પ્રમાણે, અને કયાં તે વગર, લખાયલાં છે. હવે, મને દેખાય છે, કે આ ભેદ તો આપણે પુરતી સ્પષ્ટતાથી કર્યો હતો.

ફ્રીડ્રસ.

અને મને પણ તેમ લાગ્યું હતું; છતાં તેનું ફરી સ્મરણ કરાવશો, તો મને આનંદ થશે.

સોક્રેટીસ.

જ્યાં સુધી કોઇ વક્તા, જે દરેક વિષય ઉપર તે બોલે કે લખે, તેના ખરા સ્વભાવથી વાકેફ થાય નહીં, અને તેની સામાન્ય વ્યાખ્યા આપી શકે નહીં, અને વળી જ્યાં સુધી તે અવિભાજ્ય પર્યંત પહોંચે, ત્યાં સુધી તેને પ્રકારોમાં વિભક્ત કરતાં જાણે નહીં; તથા એજ પ્રમાણે જ્યાં સુધી તે આત્માના સ્વભાવની શોધ કરે નહીં, અને દરેક પ્રકારના આત્માને યોગ્ય વ્યાખ્યાનનો પ્રકાર શોધીને એ પ્રમાણે પોતાના વ્યાખ્યાનને વ્યવસ્થિત અને સુશોભિત કરે નહીં; જ્યાં સુધી તે મિશ્ર આત્માઓને મિશ્ર બંધારણનાં અને દરેક ખુબીથી ભરપૂર વ્યાખ્યાનો, તથા સરલ આત્માઓને સરલ વ્યાખ્યાનો આપે નહીં: હું કહું છું, કે જ્યાં સુધી તે આ બધું સમજી અને કરી શકે નહીં, ત્યાં સુધી આપણી તમામ આગલી દલીલથી સિદ્ધ થાય છે તે પ્રમાણે, તેનો ઉદ્દેશ શિખવવાનો કે સમજાવવાનો ગમે તે હોય તોપણ, તે વ્યાખ્યાનમાં જે કલા આવી શકે તે લાવી શકે નહીં.

ફીડ્રસ.

હા, હું ધારતો હતો તે પ્રમાણેજ લગભગ આ છે.

સોક્રેટીસ.

પણ લખવા અને બોલવાની પ્રતિષ્ઠા અથવા અપકીર્તિ સંબંધી, અને જે સ્થિતિમાં તેના પર આક્ષેપ થઇ અથવા ન થઇ શકે, તે સંબંધી આપણે શું કહેશું ? આપણે જે દલીલો કરી, તે શું એ જણાવવાને પુરતી નથી ?

ફીડ્રસ.

શું ?

સોક્રેટીસ.

કે જો લિસિઆસ કે બીજા કોઇએ એક ખાનગી પુસ્તક અથવા કાયદાના રૂપમાં કોઇ સાર્વજનિક લેખ લખેલ હોય, અથવા તેની લખવાની ઇચ્છા હોય, અને તે એવા વિચારથી, કે તેના લેખમાં મોટી ખાતરી અને સ્પષ્ટતા છે; તો એ બાબતમાં લોકો ઠપકો આપે કે નહીં, પણ લેખકને દોષ લાગે છે. કારણકે ન્યાય અને અન્યાય તરફ તથા સદ્ગુણ અને દુર્ગુણ તરફ કેવળ અંધકાર, ભલે તેની આખી દુનિયાએ તારીફ કરેલ હોય તોપણ, ખરેખર અકીર્તિકર હોવાના આરોપમાંથી બચતો નથી.

ફીડ્રસ.

ના; તે નથી બચતો.

સોક્રેટીસ.

પણ જે કોઇ એમ માને, કે એક લખેલા વ્યાખ્યાનમાં, વિષય ગમે તે હોય છતાં, ઘણું ગમ્મતી અવશ્ય હોવું જોઈએ; અને કે ગંભીર ધ્યાન આપવા લાયક કોઇ પણ વ્યાખ્યાન પદ્યમાં કે ગદ્યમાં કદાપિ લખાયેલ કે બોલાયેલ નથી જો તે પરીક્ષા કે શિક્ષણના હેતુ વગર માત્ર સંમતિ મેળવવાની ખાતર આપણાં ભાષણોની માફક બોલાયેલ હોય તો—પણ કે તેમાંનાં સારામાં સારાં પણ જ્ઞાનનાં સ્મારકો માત્ર છે; જે કોઇ આ પ્રમાણે માને, અને બીજી તરફ એમ પણ માને, કે વ્યાખ્યાનોમાં, અને શિખવેલાં વ્યાખ્યાનોમાંજ, તથા ન્યાય્ય અને સુંદર અને સારી વસ્તુઓ સંબંધી ઉપદેશની ખાતર બોલાયેલાં અને ખરી રીતે શ્રોતાના આત્મામાં લખાયેલાં વ્યાખ્યાનોમાં જે કંઇ સ્પષ્ટ અને પૂર્ણ અને ધ્યાન આપવા લાયક છે તે રહેલું છે; અને કે આવાં વ્યાખ્યાનો તેની પોતાની ખરી સંતતિ તરીકે ગણાવાં જોઇએ; પ્રથમ, જે તેના પોતાના મનમાં હોય તે, જો તે તેની પોતાની શોધણી ત્યાં હોય તો; પછી એ

વિચારનાં બાલકો અથવા બંધુઓ, કે જે પાછળથી અથવા તેજ વખતે બીજાઓના મનમાં યોગ્ય રીતે ઉગી નિકળેલ હોય તેઃ ફીડ્રસ, હું કહું છું, કે જે કોઇ માણસ આ વ્યાખ્યાનો સંબંધી આ પ્રમાણે વિચાર કરે, અને બીજા કશાની દરકાર ન કરે, તે એવા માણસ થવાની પાસે પહોંચે, કે જેવા થવાની તમે અને હું બંને પ્રાર્થના કરવાને ચાહીએ.

ફીડ્રસ

હા, સોક્રેટીસ, એવા ભાવી માટે હુ હૃદયથી ચહુ છુ અને પ્રાર્થના કરું છુ.

સોક્રેટીસ

ત્યારે હવે આટલે સુધી વકતૃત્વના વિષય ઉપર આનંદ કરીને આપણે ચાલો સંતોષ પકડીએ; અને ફીડ્રસ, હવે તમે જાઓ, અને લિસિઆસને કહો, કે તમે અને હું વનદેવીઓના વહાલા નિવાસના ઝરણ પર સાથે ગયા હતા, જ્યાં આપણે એવા શબ્દો સાંભળ્યા, કે લિસિઆસ તથા વ્યાખ્યાનોના બધાં લેખકોને કહો; હોમર, અને સંગીત વગર અથવા તેની સાથે કાવ્યના તમામ રચનારાઓને કહો; સોલન, તથા કાયદાના નામથી તમામ રાજકીય લેખોના ઘડનારાને કહો; કે જો તમે સત્યના જ્ઞાનથી, અને જો પૂછ-

વામાં આવે તો તેમનો બચાવ કરવાની શક્તિથી, તમારા ગ્રંથો બનાવ્યા હોય, અને ઉપરાંત, જો તેની સાથે વદનના શબ્દોથી કલમનાં લખાણોને નિર્માલ્ય બતાવવાનો તમારામાં શક્તિ હોય, તો એ આનંદની ઉત્પત્તિઓ ઉપરથી નહીં, પણ તમે જે ગંભીર કાર્ય કરેલ હોય, તે પરથી તમારૂં નામ પડવું જોઈએ.

ફ્રીડ્સ.

ત્યારે તમે તેમને કયાં નામ આપો છો ?

સોક્રેટીસ.

ફ્રીડ્સ, તેમને સુજ્ઞ કહેવા, એ તો મને લાગે છે કે ખરેખર મોટી વાત છે, અને એ ઈશ્વરનેજ ઘટે. ડહાપણના આશક ( ફિલસુફ ) અથવા એ પ્રકારનું કોઈક નામ તેમને વધારે ઘટિત થશે, અને વધારે ઉચિત પણ લાગશે.

ફ્રીડ્સ.

અને એ નામ કંઈ અપરિચિત પણ નહીં કહેવાય.

સોક્રેટીસ.

પણ, બીજી તરફ, તે માણસ, કે જેની પાસે, ઘણા થિગડાં મારીને તથા સંભાળથી છેદ કરીને, અને લાંબા

વખત સુધી મગજને સતાવીને પોતે જે લખ્યું અથવા રચ્યું હોય, તે કરતાં કશુંજ વધારે કિંમતી બતાવવાનું ન હોય, તેને વાજબી રીતે કવિ, અથવા વ્યાખ્યાન લેખક, કે કાયદાનો લેખક કહી શકાય.

ફીડ્રસ.

ખરેખર વાજબી રીતે.

સોક્રેટીસ.

ત્યારે જાઓ, અને તમારા મિત્રને આ પ્રમાણે કહો

ફીડ્રસ.

પણ તમે, સોક્રેટીસ, તમે શું કરશો? તમારા મિત્રને આપણે ભૂલી જવો ન જોઇએ.

સોક્રેટીસ.

તમે કોને ઉદ્દેશીને બોલો છો?

ફીડ્રસ.

સુંદર આઇસોક્રેટીસને. સોક્રેટીસ, તેને તમે તમે શો સંદેશો પહોંચાડશો? એ કેવો છે, એમ આપણે કહેશું?

સોક્રેટીસ.

ફીડ્રસ, આઇસોક્રેટીસ હજી જુવાન છે, પણ તેને માટે હું શું ભવિષ્ય ધારૂં છું, તે તમને કહેવાને હું રાજી છું.

ફીડ્રસ.

શું વારૂ ?

સોક્રેટીસ.

તેની પ્રતિભા માટે મારો વિચાર એટલો ઊંચો છે, કે હું તેને લિસિઆસના વ્યાખ્યાન-લેખનની સાથે સરખાવું નહીં. વળી, હું તેને વધારે ઉમદા સ્વભાવનો ગણું છું. એટલે, જેમ તેને વધારે વર્ષો થશે, તેમ જો તે બોલવાની કલા, કે જેમાં તે અત્યારે નિમગ્ન છે, તેની અંદર હજી સુધી જેમણે એ કલાનો ઉપયોગ કરેલ છે તે સૌને બાલ કોની માફક પાછળ પાડી દેશે, તો તેમાં કશું આશ્ચર્ય પામવા સરખું નહીં થાય; તથા, આવી સિદ્ધિઓથી સંતુષ્ટ ન થતાં, જો તે વધારે દૈવી પ્રેરણાથી પવિત્રતર અને ઉચ્ચતર વસ્તુઓ તરફ દોરાશે, તો તેમા પણ નહીં. કારણકે એ માણસના મનમાં કુદરતે ડહાપણનો સ્નેહ મૂકેલો છે. એટલે મારા માનીતા આઇસોક્રેટીસને માટે સ્થાનના દેવો

તરફથી હું આ સંદેશો લઇ જાઇશ, અને તમારા માનીતા લિસિઆમને માટે મેં આપ્યો તે તમે લઇ જાઓ.

ફીડ્રસ

એ પ્રમાણે થશે—પણ જિવનનો તાપ પૂરો થયો છે, એટલે ચાલો આપણે વિદાય થઇએ.

સોક્રેટીસ

આપણે જઇએ તે પહેલા આ દેવોને આપણે એક પ્રાર્થના અર્પણ કરીએ, એ શું વધારે સારૂં નહીં?

ફીડ્રસ

બેશક સારૂં.

સોક્રટીસ

ઓ વહાલા પૅન, અને અહીં વસતા બધા દેવો, મને એવી બક્ષિસ કરો, કે હું આંતર મનુષ્યમાં સુંદર થાઉં, અને જે બાહ્ય વસ્તુઓ મારી કને હોય તે બધી આંતર વસ્તુઓની સાથે અનુકૂળ રહે. ડાહ્યા માણસોનેજ હું તવંગર ગણું, અને મારા સુવર્ણનો સંગ્રહ એવો હો, કે જે સારાઓ સિવાય બીજા કોઇ વહી શકે નહીં.

ફીડ્રસ, વધારે કશાની આપણને જરૂર છે ? મારે માટે તો મેં પુરતી પ્રાર્થના કરી છે.

ફીડ્રસ.

મારે માટે પણ એજ પ્રાર્થના કરો. મિત્રો સરખો ભાગ લે છે.

સોક્રેટીસ

ચાલો આપણે જઇએ.



# ગુજરાતી સાહિત્ય પરિષદ્

## ભંડોળ કમિટિ

પહેલો દાયકો

# અનુક્રમણિકા.

—o—





# ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ.

## પહેલો દાયકો

### પ્રકરણ ૧ લું

### ટુંકો અહેવાલ.

૧ નિવેદન—ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ આજ દશ વર્ષથી ગુજરાતી સાહિત્યની ઉન્નતિ માટે જુદી જુદી દિશામા યથાશક્તિ મથી રહી છે, એ કમિટિ આ* ચોપડીઓ પ્રકટ કરે છે, તેથી અહીં એ કમિટિની ટુંકી હકીકત આપવામા આવે છે કમિટિના કામની કદર અને કમિટિ તરફ સહાનુભૂતિ વધતી જશે તેમ તેમ કમિટિનાં સાધન વધવા પામશે, અને તે પ્રમાણમા એ પોતે ઉપાડેલું દેશસેવાના એક આવશ્યક અંગનું કર્તવ્ય વધારે મોટા પાયા ઉપર બજાવવા શક્તિમાન થશે એ દેખીતુ છે

* 'નેગાકૃત ફીઝમનો તરજુમો.

૨ **સ્થાપના**—રાજકોટમા મળેલી ત્રીજી **ગુજરાતી સાહિત્ય પરિષદે** આ કમિટિ તા. ૩૦-૧૦-૧૯૦૯ ને રોજ સ્થાપન કરી, અને તેને ભડોળ વધારવાની, તેની તમામ વ્યવસ્થા કરવાની, અને જરૂર પડતા કમિટિમા બીજા ગૃહસ્થોને ઉમેરવાની સત્તા આપી ( જુઓ પ્રકરણ ૨. )

૩ ભંડોળ—(૧) કમિટિની સ્થાપના વખતે પરિષદે ને. ના લીંબડી ઠાકોર સાહેબ અને ને ના રાજકોટ ઠાકોર સાહેબે કૃપાવંત થઇ આપેલા રૂ ૨૨૫૦) કમિટિને સોપ્યા. (૨) તે પછી કમિટિના ડેપ્યુટેશનોની વિનતિ ઉપરથી ને. ના. જામ સાહેબ અને ને ના મોરબી ઠાકોર સાહેબે કૃપાવન્ત થઇને રૂ ૩૫૦૦) ભડોળમા આપ્યા (૩) પછી ત્રીજી પરિષદ માટેના કારોબારી મડળે પોતે પરિષદ માટે ફાળામાથી રૂ ૧,૦૬૧) સિલક વધી તે અને ત્રીજી પરિષદ્‌ના અહેવાલ અને નિબધ સગ્રહના પુસ્તકની ૨૫૦ નકલ કમિટિને સોપી દીધા. (૪) અને કમિટિની તા ૨૮-૧૨-૧૫ ની બેઠકમા ભંડોળને વિશાળ અને પ્રજાકીય બનાવવાના હેતુથી સર પ્રભાશકર પટ્ટણીની દરખાસ્ત ઉપરથી ઠરાવ કરવામા આવ્યો કે આ કમિટિમા લવાજમથી સભ્યો દાખલ કરવા અને લવાજમની રકમ પ્રમાણે તેઓના નીચે પ્રમાણે વર્ગ ગણવા રૂ. ૨૫૦૦) કે વધારે આપનાર સભ્ય

क વર્ગમાં, રૂ ૫૦૦) કે વધારે આપનાર સભ્ય ख વર્ગમાં, અને રૂ ૧૦૦) કે વધારે આપનાર સભ્ય ग વર્ગમાં તહાહયાત સભ્ય ગણાય અને વાર્ષિક રૂ ૬) આપનાર સભ્ય घ વર્ગના વાર્ષિક સભ્ય ગણાય (જુઓ પ્રકરણ૨) આ ઠરાવને અનુસરીને ૩૧ મી માર્ચ ૧૯૨૦ સુધીમા કમિટિના જુના સભ્યોમાથી દશ અને નવા બત્રીશ સભ્યો* સાહિત્ય પ્રીત્યર્થ લવાજમો ભરીને જુદા જુદા વર્ગના સભ્યો થયેલા છે, અને એ રીતે ભડોળમા રૂ ૩૨૫૫) વધ્યા છે (૫) વળી, કમિટિએ પ્રકટ કરેલા પુસ્તકોના વેચાણથી આશરે રૂ ૮૮૦) ની આવક થઇ છે આ પ્રમાણેની આ પાચે રકમોનો એકદર સરવાળો રૂ ૧૧૦૦૦) થવા જાય છે.

૪ થાપણ—તા ૧૩-૧૨-૧૯૦૯ થી ૩૧-૭-૧૯૧૪ સુધી કમિટિનું ભડોળ ભાવનગર દરબારી બેન્કમા (થોડો ભાગ એ બેન્કના સેવિંગ્સ બેન્ક ખાતામા અને બાકીનો ભાગ બાંધી મુદતની અનામત રકમોના રૂપમા એ પ્રમાણે) રાખવામા આવ્યું હતું તા. ૧-૮-૧૯૧૪ થી ભડોળ બોમ્બે ગવરમેટ સેટ્રલ કોઓપરેટિવ બેન્કમા મુકવામા આવ્યુ, અને તા ૨૧-૩-૧૯૧૫ ને રોજ તેમાથી રૂ ૬૦૦૦) ની થાપણ ચાર ટકાના ડિબે-

---

* જેમનામાથી ત્રણ અત્યારે હયાત નથી

ન્ચરના રૂપમા રોકવામા આવી આ પછી તા ૨૧-૧૦-૧૬ ની બેઠકમા કમિટિએ ઠરાવ કર્યો કે કાયમ થાપણના રૂપમા રોકેલી રકમ ચાલુ ઉપયોગમા લેવા માટે વટાવવી કે ઉપા ડવી હોય તો કમિટિના ઠરાવ વિના તેમ બની શકશે નહીં (જુઓ પ્રકરણ ૨) આ ભડોળ કમિટિની એક સ્થાયી અને થોડુ ઘણુ પણુ ચાલુ કામ કરનારી સસ્થા તરીકે શરૂવાત આ પ્રમાણે તા ૧-૪-૧૯૧૫ થીજ થઇ શકી છે અને તે પછી ઈ સ ૧૯૧૭ મા આ મૂલ થાપણમા વધારો કરીને રૂ ૧૫૦૦) ની ઇન્ડિયન વોરલોન સ્ક્રિપ ખરીદવામા આવી છે મતલબ કે ભડોળ કમિટિની થાપણુ અત્યારે રૂ ૭,૫૦૦) ની છે

૫ ખર્ચ—કલમ ૩ મા જણાવેલા આશરે રૂ ૧૧,૦૦૦) માથી આ થાપણુ બાદ કરતા રૂ ૩,૫૦૦) રહ્યા વળી તા ૩૧ ૩ ૧૯૨૦ સુધીમા કમિટિને વ્યાજની અને બીજી પરચુરણ આવક લગભગ રૂ ૬,૪૦૦) થઇ છે આ બે મળીને થતી રૂ ૯,૯૦૦) ની રકમમાથી તા ૧-૪-૨૦ ને રોજ કમિટિ પસે રૂ ૯૫૨-૪ ૩ ની રકમ સિલક રૂપે હતી એટલે સ્પષ્ટ જણાય છે કે કમિટિ તેની દશ વર્ષની હયાતી દરમિયાન રૂ ૬૦૦૦ જેટલી રકમ પણુ સાહિત્ય

પ્રીત્યર્થં ખર્ચી શકી નથી ×

૮ પુસ્તકો—આજ સુધીમા 'મિટિએ નીચેના પુસ્તકો પ્રકટ કર્યા છે.

(૧) પ્રો૦ હરિલાલ માધવજી ભટ્ટ કૃત હિ દનુ નાત્યગધારણ કીં ૩ ૧

---

× વિગતવાર હિસાબ માટે જુઓ નીચે પ્રમાણે —

૧ બકિમચદ્ર કૃત નજનીનો ત જુમો મમિટિએ પ્રગટ ક નો છે તેને અતે છાપેના મમિટિના અહેવાનમા મમિટિના આ નથી તા ૪ ૧–૧૯૧૫ સુધીનો હિસાબ આપનો છે

૨ મમિટિની ના ૨૧ ૧૦–૧૯૧૬ ને ગેજ મળેલી વાર્ષિક મે ટેનો અહેવાન ઇદ્વિનમાન ૧૯૧૭ ના એપ અકમા તે અકના વધારા તરીકે છાપેલો છે તેમા તા. ૫– ૧ ૧ થી તા ૧૩ ૧૦ ૧૯૧૬ સુધીનો હિસાબ આપેલો છે

૩ ફિરિસ્તામાથી ગુજરાતના સુલતાનોના ઇતિહાસનો ન જુમો (રા ના આત્મારામ મોતીરામ દીવાનજી કૃત) અને ૨ ગી કમળા અને બીજી વાતો (ના ના ન્યાયાન માણેકલાલ મુનશી કૃત) એ બે ચોપડીઓ મમિટિએ પ્રગટ કરી છે તેને અતે છાપેના કમિટિના રુક્મ અહેવાનમા તા ૧૪–૧૦ ૧ ૧૬ થી તા ૩૧–૧૦–૧૯૧૭ સુધીનો હિસાબ આપેનો છે

૪ અને તે પછીથી તા ૩૧ ૩ ૨૦ સુધીનો હિસાબ આ પહેના દાયકાના ટુકા અહેવાલમા આગળ પ્રકરણ ૩ મા આપેનો છે

આ વિષય ઉપર ગુજરાતી ભાષામાં એવું બીજું એક પણ પુસ્તક નથી. એમાની વિગત જેટલી ભરોસાદાર છે તેટલીજ એની લખાવટ સરસ છે

(૨) સ્વ. નવલરામ લક્ષ્મીરામ પંડ્યા કૃત ઇંગ્રેજ લોકોનો સંક્ષિપ્ત ઇતિહાસ કીં. રૂ. ૧-૪-૦

આ વિષય ઉપર ગુજરાતી ભાષામાં એવું બીજું એકે પુસ્તક નથી, એટલુંજ નહીં પણ સ્વ. નવલરામે એમના છેલ્લા વર્ષોમાં પૂરા શ્રમથી લખેલો આ ગ્રંથ એમની શૈલીનો ઉત્તમ નમૂનો છે, અને તે કમિટિએ પ્રકટ કર્યો ન હોત તો જે ગુજરાત શાળાપત્રના અંકોમાં એ કટકે કટકે વર્ષો સુધી છપાયા કરેલો તે પાછલા અંકોમાં ગંદરાયેલોજ રહેત, અને પ્રજાના ઉપયોગ-ઉપભોગમાં આવતજ નહીં

(૩) પ્રસિદ્ધ બંગાળી નવલકથાકાર બંકિમચંદ્ર ચટ્ટોપાધ્યાય કૃત રજનીનો ગુજરાતી તરજુમો, રા. રા. ગોહનદાસ મકનદાસ મહેતા અને રા. રા. ભગવાનલાલ ગિરિજાશંકર ભટ્ટે લખેલો કીં. ૦-૧૨-૦

ઘણા બંગાળી પુસ્તકોના ગુજરાતી તરજુમા થાય છે, પણ બંકિમચંદ્રની રસતિયાળ હૃદયંગમ શૈલીનું તાદૃશ પ્રતિબિમ્બ ગુજરાતીમાં ઉતારવું એ

કામ અહેલું નથી. આ રસીલી ચોપડી વાંચનાર કોઇ પણ કહી શકશે કે તરજુમાની વિકટ કલાનો આ એક વિજયી દાખલો છે

(૪) ફિરિસ્તા કૃત ગુજરાતના મુસલમાનોના ઇતિહાસનો રા. રા આત્મારામ મોતીરામ દીવાનજી કૃત તરજુમો. કીં રૂ. ૧.

ફિરિસ્તાના જાણીતા ઇતિહાસનો આ વિભાગ ગુજરાતના તે સમયના ઇતિહાસને માટે અમૂલ્ય છે અને રા રા દીવાનજીએ પોતાનો તરજુમો મૂલ ફારસી ઉપરથી કરેલો છે.

(૫) મેકમિલન કૃત સૃષ્ટિની ઉત્પત્તિને રા રા. કલ્યાણરાય નથુભાઇ જોશી કૃત અનુવાદ. કીં રૂ ૦–૧૪–૦.

મેકમિલનની નહાની ચોપડી વિજ્ઞાનના મૂળતત્ત્વો બાળકોને પણ રસ પડે એવી સરળતાથી સમજાવે છે. મૂલ ઇંગ્રેજીની સરળતા રા. રા. જોશીના ગુજરાતીમાં એવી ને એવી જળવાઇ છે. આપણી ભાષાના વાઙમયમાં વિજ્ઞાનના પુસ્તકોનું ભાગ્યું તરજુમિયા પુસ્તકો વડે કરવાથી કશો લાભ થવાનો નથી. ગ્રેન્ટ મેડિકલ કોલેજની સ્થાપના થઇ ત્યારથી આજ સૂધીમાં એવાં ઘણાં પુસ્તકો ગુજરાતીમાં લખાયાં છે જેના સામે અત્યારે

કોઇ જોતું પણ નથી. વિજ્ઞાનનું જીવતું સાહિત્ય વધશે અને વિજ્ઞાનનો શોખ પ્રજામાં પ્રસરશે તો તે આ પ્રમાણે અનુભવી અને લાયક લેખકો ક્રમે ક્રમે આગળ વધતા જશે તેમ તેમજ બની આવશે

(૬) ના રા કનૈયાલાલ માણેકલાલ મુનશી કૃત મ્હારી કમળા અને બીજી વાર્તાઓ કીં ૩ ૧-૪-૦.

આ ગ્મીવી મચોટ અને વિવિધ ચિત્રમય સાંમાજિક નવલિકાઓ ઘણી લોકપ્રિય નીવડી છે અને કમિટિએ પ્રકટ કરેલી આવૃત્તિ આખી ખપી ગઇ છે

(૭) સ્વ૦ રણજીતરામ વાવાભાઇ મહેતાનો કૃતિસંગ્રહ.

ઉપલી ચોપડીની માફક આમા પણ ચાલતા સમયના પ્રશ્નો, ચાલતા સમયના દૃષ્ટિબિન્દુઓ અને આ જમાનાની આપણી આકાંક્ષાઓ ભાવનાઓ વિવિધ રૂપરંગમા ચિત્રાઇ છે.

આ ઉપરાત નીચેના પુસ્તકો પણ છપાઇ ત્હેવા આવ્યા છે અને થોડા સમયમા બહાર પડશે

(૮) ડૉ મેકડોનેલ કૃત સસ્કૃત વાઙ્મયનો ઇતિહાસ એ પુસ્તકનો રા. ન. મોહનલાલ પાર્વતીશંકર દવે કૃત તરજુમો

રા. રા. મોહનલાલની વિદ્વત્તા અને એમનાં ગુજરાતી લખાણનાં વિશુદ્ધિ અને સરલતા જાણીતાં છે અને ડૉ. મેકડોનેલનો આ ગ્રંથ એ મહાવિષય ઉપરનો છેલ્લો પ્રમાણગ્રંથ છે.

(૯) પ્લેટો કૃત ક્રીટનનો તરજુમો તરજુમો કરનાર રા. રા. મણિશંકર રત્નજી ભટ્ટ

રા રા મણિશંકરના લખાણની મીઠાશ અને તરજુમાની વિશુદ્ધિ જાણીતાજ છે

આ સિવાય તા. ૨૧-૧૦-૧૯૧૯ ની બેઠકમાં બડોળા કમિટિએ નીચેના પુસ્તકો તે દરેકને માટે જણાવેલા કર્તાઓને સોંપ્યાં છે. ઉપલી અને હવે પછીની આખી યાદી ઉપરથી જણાઈ આવશે કે પ્રજાની જુદી જુદી જરૂરીયાતો ધ્યાનમાં રાખીને અને સાહિત્યના જુદા જુદા અંગની સાથે લાગી ખીલવટ આવશ્યક ગણીને બડોળા કમિટિ વિષયોની વિવિધતા પસંદ કરે છે, અને વળી ચોપડી તે તે વિષયને માટે ખાસ પસંદ કરે છે એટલુંજ નહીં પણ દરેક કામ એવા લેખકને સોંપે છે કે જેને એ કામમાં ખાસ રસ હોય અને જેની એવા કામ માટેની યોગ્યતા તેના આજસુધીના પ્રકટ થયેલા લખાણ ઉપરથી નિર્વિવાદ સાબીત થઈ હોય. બડોળા કમિટિને પ્રજા તરફથી [illegible]

રકમો મળ્યા કરવાની જરૂર છે એ ખરૂં, પણ જાણીતા લેખકો આ પ્રમાણે કમિટિને માટે કામ કરી આપવા મળ્યા કરે એની પણ કમિટિને ઓછી જરૂર નથી, કારણકે કમિટિને હાથે પ્રકટ થતાં પુસ્તકોના ગુણદોષનો બધો આધાર તેને જાણીતા કસાયલા અને પોતાના કામમાં સ્થચી રસ અને નિષ્ઠાવાળા લેખકોનો આશ્રય મળે છે કે તેને નવાસવા અજ્ઞાત લેખકો વડે નિર્વાહ કરવો પડે છે તેના ઉપરજ છે.

(૧૦) મોલિયેર કૃત બે નાટકોનો અનુવાદઃ રા. રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મહેતા કૃત.
આ પુસ્તક છપાય છે.

(૧૧) સામળ કૃત સિંહાસન બત્રીશીની ગમાન બારોટવાળી અને એવીજ બીજી જૂની પ્રતો ઉપરથી સંશોધિત આવૃત્તિઃ સંપાદક રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની.

(૧૨) સર રવીંદ્રનાથ ઠાકુર કૃત જીવનસ્મૃતિનો મૂળ બંગાળીમાંથી તરજુમોઃ તરજુમો કરનાર રા. રા. મોહનદાસ, મકનદાસ મહેતા અને રા. રા. ભગવાનલાલ ગિરજાશંકર ભટ્ટ.

(૧૩) ભાસ કૃત ચારુદત્ત અને બાલચરિત્ર એ નાટકોનો તરજુમોઃ તરજુમો કરનાર રા. રા. મણિલાલ છબારામ ભટ્ટ.

(૧૪) સર ફ્રાન્સિસ યંગહસ્બન્ડ કૃત મ્યુચ્યુઅલ ઈન્ફ્લુઅન્સનો તરજુમો: તરજુમો કરનાર રા. રા. દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી.

(૧૫) સિસ્ટર નિવેદિતા કૃત ધિ માસ્ટર ઍઝ આઈ સૉ હિમનો તરજુમો: તરજુમો કરનાર રા. રા. કેસરીપ્રસાદ મણિલાલ ઠાકોર.

(૧૬) જે હોલાન્ડરોઝ કૃત નૅશનાલિટિ ઇન મૉડર્ન હિસ્ટરીનો તરજુમો: તરજુમો કરનાર રા. રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક.

(૧૭) મેકોલે કૃત હિસ્ટરી ઑફ ઇંગ્લાંડ પ્રકરણ ૧, ૨ અને ૩ નો તરજુમો: તરજુમો કરનાર રા રા દુર્ગાશંકર પ્રાણજીવન ગવળ

(૧૮) લિસ્ટ કૃત નૅશનલ સિસ્ટમ ઑફ ઇકોનોમીનો અનુવાદ: અનુવાદક રા રા. ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી.

(૧૯) ટૉમસ એડિસન, એનું જીવનચરિત્ર, એની શોધો અને એની જનસેવા: કર્તા પ્રો. કાન્તિલાલ છગનલાલ પંડયા.

(૨૦) વિજ્ઞાનની ભૂમિકા: કર્તા રા. રા. પોપટલાલ ગોવિંદલાલ શાહ.

(૨૧) ગૃહવ્યવસ્થા શાસ્ત્ર: લેખિકા અ. સૌ. શારદાગૌરી મહેતા.

૭ ચંદ્રક—આ પુસ્તકોની યોજના ક્રમે ક્રમેજ સિદ્ધ થાય અને તે સિદ્ધ થતાં વાર લાગે અને તેમાંની કેટલીક ચોપડીઓની બાબતમાં વિઘ્નો પણ આવે એ કુદરતી છે. દરમિયાન ઇ. સ. ૧૯૧૬ થી એક ન્હાની સેવા કરવાનું પણ ભંડોળ કમિટિએ માથે લીધું. ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદ વખતે કાઠિયાવાડના ઇંગ્રેજ અમલદારોએ ધિ ઑન. સર કલૉડ હિલની આગેવાનીને માન આપી ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ તરફ પોતાની સહાનુભૂતિની નિશાની તરીકે એક ન્હાનો ફાળો ઉભો કરીને તે ભેટ આપ્યો હતો. એના ઉપયોગ માટે એમ ઠરાવવામાં આવેલું કે દર વર્ષે એક નિબન્ધનો વિષય જાહેર કરવો અને નિબન્ધો આવે તેમાંથી જે ઉત્તમ અને લાયક જણાય તેના કર્તાને રૂપાનો ગુજરાતી સાહિત્ય ચંદ્રક ઇનાયત કરવો. આ પ્રમાણે બે વાર વિષયો જાહેર કરવામાં આવ્યા હતા, જેને માટે આ ચંદ્રક ઉપરાંત નેક ના. ગોંડલ ઠાકોર સાહેબ તરફથી રૂ. ૨૦૦) નું પારિતોષિક આપવાનું પણ જાહેર કરવામાં આવ્યું હતું. પરંતુ બહુજ થોડા નિબન્ધો આવ્યા અને તેમાંથી એકે લાયક ગણાય એવો ન હતો. આથી ભંડોળ કમિટિની તા. ૨૯-૧૨-૧૯૧૫ ની બેઠકમાં ઠરાવવામાં આવ્યું કે દર વર્ષે ઑગસ્ટ માસમાં મુંબાઇ યુનિવર્સિટીની કૉલેજોમાં ભણતા ગુજરાતી ભણનારા વિદ્યાર્થીઓની એક હરીફ

કાઇની પરીક્ષા લેવી અને તેમાં જે ઉત્તમ જણાય તેને આ ચંદ્રક આપવો હરીફાઈ માટેનાં પુસ્તકો કે વિષય દરેક કોલેજમાં દેખુવાની માસથી જાહેર કરવામાં આવે છે. ઇ સ ૧૯૧૬ ની હરીફ ઇમાં છત્રીમ ઉમેદવારે ભાગ લીધો હતો અને તેમાંથી પુનાની એગ્રિકલ્ચર કોલેજના **હિમતસિંહજી બક્ષીભાઇ સીસોદિયા** ચંદ્રક જીતી ગયા હતા ઇ સ ૧૯૧૭ માં એકત્રીમ ઉમેદવારોએ ભગ લીધો અને તેમાથી જુનાગઢ બહાઉદ્દીન કોલેજના **સુનિકુમાર મણિશંકર ભટ્ટ** ચદ્રક જીતી ગયા હતા. ઇ સ ૧૯૧૮ મા ઇન્ફલ્યુએન્ઝ ના ઉપદ્રવને લીધે આ હરીફાઇની પરીક્ષા લઇ શકાઇ ન હતી અને છેલ્લી ઇ. સ ૧૯૧૯ ની હરીફાઇમા અમદાવાદ ગુજરાત કોલેજના **બિહારીલાલ પુરુષોત્તમ શાસ્ત્રીએ** આ ચંદ્રક મેળવ્યો છે.

૮ બેઠકો—ભ ડોળ કમિટિની પહેલી બેઠક તેની સ્થાપનાને બીજેજ દિવસે રાજકોટમા થઇ હતી કમિટિની બીજી બેઠક ચોથી ગુજરાતી સાહિત્ય પરિષદ્ મળી તે દિવસોમાં વડોદરામાં થઇ હતી; અને આ બીજી બેઠક પહેલાં અને પછી જરૂરી કામકાજ માટે સરકયુલર કાગ-

બોથી ઠરાવો કરવામા આવ્યા હતા પરંતુ ગુજરાતી સાહિત્ય પરિષદ્ ત્રણ ત્રણ વર્ષે પણ એક વાર ન મળે અને સરકયુલર કાગળોથી કાત્ર કરવાની પદ્ધતિ સતોષકારક નહીં, એટલે ઇ સ ૧૯૧૫ ની આખરે કમિટિની પહેલી વાર્ષિક બેઠક મુંબઇમા મેળવવામા આવી અને તે પછી ઇ સ ૧૯૧૬ ના અકટોબર માસમા અમદાવાદમા અને ઇ સ ૧૯૧૭ ના નવેમ્બરમા ગોધરા મુકામે વાર્ષિક બેઠકો થઇ હતી ઇ સ ૧૯૧૮ આખરમા ઈન્ફ્લ્યુએન્ઝ ના ઉપદ્રવને લીધે વાર્ષિક બેઠક મેળવી ન હતી પછી ઇ સ. ૧૯૧૯ અ ખરમા કમિટિની બેઠક અમદાવાદમા મળનારી ગુજરાતી સાહિત્ય પરિષદ્ના છઠ્ઠા અધિવેશનના દિવસોમા મળવાની હતી તે અધિવેશનની તારીખોજ આઘી ઠેલાતા ઇ. સ ૧૯૨૦ ના એપ્રિલ માસના આરભમા મળી હતી આ. બેઠક આગળ રજુ કરવામા અવેલો અહેવાલ અને હિસાબ આગળ પ્રકરણ ૩ મા આપેલો છે.

# ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટિ

## પહેલો દાયકો

## પ્રકરણ ૨ જું.

કમિટિના બંધારણને લગતા ઠરાવો

૯ બંધારણ—ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટિનું બંધારણ જેમ જેમ જરૂર પડતી ગઇ તેમ તેમ કેવળ તે તે જરૂરને માટે આવશ્યક એટલો ઠરાવ થઇ એ પ્રમાણે ક્રમે ક્રમે ઘડાયું છે કમિટિને લગતા અને કમિટિના ઠરાવોમાંથી એ કમિટિનું સ્વરૂપ ઘડનારા ઠરાવો નાથી વધારે મહત્ત્વના છે, તે અહીં ઉતારવામાં આવે છે.

૧૦ સ્થાપનાનો ઠરાવ—ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે તા. ૩૦-૧૦-૧૯૦૯ ને રોજ કરેલો ઠરાવ ૯ મોઃ—

લીંબડીના ને. ના. ઠાકોર સાહેબ શ્રી દોલતસિંહજી તથા રાજકોટના ને ના. ઠાકોર સાહેબ શ્રી લાખાજીરાજે કૃપાવંત થઇને પરિષદ્‌ના ભંડોળને માટે (અનુક્રમે) એક સો ગિનિ અને પચાસ ગિનિની ઉદાર બક્ષીસ કરી છે તે આ પરિષદ્ હર્ષથી સ્વીકારીને તે માટે ખરા અંતઃકરણ-

પૂર્વક આભાર માને છે અને આ રકમથી ભંડોળનો આરંભ કરી તે મોટું કરવાની તથા તેની વ્યવસ્થા કરવાની નીચેના ગૃહસ્થોની કમિટિને સત્તા આપે છે, તથા તેમને જરૂર પડે તો કમિટિમાં બીજા ગૃહસ્થોને ઉમેરવાની સત્તા આપે છે. ( એ આરંભથી નીમાયલા સભ્યોના નામ માટે જુઓ પ્રકરણ ૪. )

૧૧ સભ્યોના વર્ગ—ભંડોળને વિશાળ અને પ્રજાકીય બનાવવા માટે તા. ૨૯–૧૨–૧૯૧૫ ની બેઠકમાં ભંડોળ કમિટિએ કરેલો ઠરાવ ૬ ઠ્ઠો.—

કમિટિના સભ્યોના વર્ગ:

ક—જે કોઈ ભંડોળમાં એક રકમે રૂ. ૨૫૦૦) પચીશસો અથવા વધારે ભરવા કૃપા કરશે, તેઓને ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ના આશ્રયદાતા તથા આ કમિટિના જીવન પર્યંતના ઉપપ્રમુખ નીમવામાં આવશે.

ખ—જે કોઈ ભંડોળમાં એક રકમે રૂ. ૫૦૦) થી ૨૫૦૦) સુધી ભરવા કૃપા કરશે, તેઓને આ કમિટિના જીવન પર્યંતના ઉપપ્રમુખ નીમવામાં આવશે.

ગ—જે કોઈ ભંડોળમાં એક રકમે રૂ. ૧૦૦) થી ૫૦૦) સુધી ભરવા કૃપા કરશે, તેઓ આ કમિટિના જીવન પર્યંતના સભ્ય ગણાશે.

ધ—જે કોઈ ભંડોળમા જે વર્ષે રૂ. ૬) જ ભરશે તેઓ કમિટિના તે વર્ષ માટેના સભ્ય ગણાશે

**૧૨ સભ્યોને લાભ**—સભ્યો ઉપર પ્રમાણે વર્ગોમાં વહેંચાઇ જતા ભંડોળ કમિટિ પ્રકટ કરે તે પુસ્તકોનો સભ્યોને લાભ આપવા વિષે ઉપલીજ બેઠકનો ઠરાવ ૮ મો.—

ક—ઉપલા વર્ગ क અને ख ના સભ્યોને ભંડોળ કમિટિ તરફથી પ્રસિદ્ધ થતા પુસ્તકોમાથી દરેકની એક એક નકલ વિના મૂલ્યે મળી શકશે

ખ—ઉપલા વર્ગ ग અને घ ના સભ્યોને ભંડોળ કમિટિ તરફથી પ્રસિદ્ધ થતા પુસ્તકામાથી (રૂ ૨) બે સુધીની કિંમતના દરેકની એક નકલ વિના મૂલ્યે અને તેથી વધારે કિંમતના દરેકની એક નકલ અર્ધ મૂલ્યે મળી શકશે, પણ કોઇ વર્ષમા એકદર રૂ ૮) આઠથી વધારે કિંમતના પુસ્તકો કમિટિ તરફથી બહાર પડશે, તો તેમાથી દરેક સભ્ય પોતાની પસંદગી કરીને એકદર રૂ ૮) આઠની કિંમતના પુસ્તકોજ (રૂ ૨) સુધીની કિંમતના વિના મૂલ્યે અને વધારે કિંમતના અર્ધ મૂલ્યે) સભ્ય તરીકે મેળવી શકશે

**૧૩ ભંડોળ વૃદ્ધિ માટે ડેપ્યુટેશનો**—ઉપલીજ બેઠકનો ઠરાવ ૧૦ મો —

ડેપ્યુટેશનો ભંડોળની વૃદ્ધિને માટે જરૂર જણાય તેવા પ્રસંગોમા બે ચાર વ્યક્તિઓના નહાના ડેપ્યુટેશનો નીમવાની સત્તા તીજોરી સાહેબને આપવામા આવે છે

**૧૪ ભંડોળની રક્ષા**—એકઠુ થતુ અને વધતુ આવે છે તે ભંડોળ સુરક્ષિત રહે એવા ઉદ્દેશથી તા ૨૧-૧૦-૧૯૧૬ ની બેઠકમા કરવામા આવેલો ઠરાવ ૫ મો — •

Resolved that, excepting what may be needed for miscellaneous purposes, the funds of the Committee be kept in current account with the *Bank of India, Ld Bombay*, and that the Hon. Treasurer and the Hon Secretary be and are hereby authorized to operate on this Account for the purposes of this Committee, either jointly or severally

But this Resolution shall not apply to Capital *permanently invested* nor shall such investments be realized without a Resolution of the Committee

## તરજુમો.

આ ઉપરથી ઠરાવવામા આવે છે કે પરચુરણ કામ માટે જરૂર પડે તે સિવાયનુ કમિટિનુ ભડોળ બેન્ક ઑફ ઇન્ડિયા, લિમિટેડ, મુબાઇ, એ બેન્કમા ચાલતુ ખાતુ (કરન્ટ એકાઉન્ટ) ઉઘાડીને તેમા રાખવુ અને આ ચાલતા ખાતાને લગતો કમિટિના કામને માટે નાણા ઉપાડવા વગેરેના બધો વહીવટ કમિટિના ઓનરરી ટ્રેઝરર અને ઓનરરી મત્રી એ બને સાથે મળીને અથવા બેમાથી ગમે તે એક છૂટા છૂટા કરી શકે એવો તેમને અધિકાર આપવો, અને વળી આ ઠરાવથી એવો અધિકાર આપવામા આવે છે

પણ આ ઠરાવ કમિટિની કાયમને માટે રોકેલી મૂડી (ઇન્વેસ્ટેડ કેપિટલ) ને લાગુ પડશે નહીં, તેમજ તે ઇન્વેસ્ટમેન્ટ કમિટિના ઠરાવ વિના ઉપાડી શકાશે નહીં

નોધ—કમિટિનો મૂળ ઠરાવ કયો ગણવો, ઇંગ્રેજી કે તરજુમો? એ સવાલ ઉત્પન્ન થવા ન પામે તે માટે ઠરાવવામા આવે છે કે ઇંગ્રેજી ઠરાવનેજ કમિટિનો મૂળ ઠરાવ ગણવો.

૧૫ ભડોળવૃદ્ધિ માટે હજી સુધી કમિટિનુ એકે ડેપ્યુટેશન એકે વાર નીમવામા આવેલુ નથી તેમ ભડોળ

વૃદ્ધિને માટે તથા કમિટિના વગવસીલાને પ્રજામાં વધારવાને માટે સભ્યોની અને ખાસ કરીને તહાહયાત સભ્યોની સંખ્યામાં ઝડપથી વધારો થવો જોઇએ, પણ આ કાર્યોમાં એક બે જણથી જ ઇષ્ટ વેગ આવી શકે નહીં. આ કાર્ય કમિટિના મીનીસ્ટર અને મંત્રી પોતાથી બને તેટલું કરે છે, પરંતુ બીજા સભ્યો તરફથી પણ એમાં એમને પુષ્કળ મદદ મળવી આવશ્યક છે. આ વિશે કમિટિના દરેક વાર્ષિક અહેવાલમાં લખવામાં આવે છે અને તે કમિટિની દરેક બેઠકમાં વંચાય છે ત્યારે સહાનુભૂતિ બતાવવામાં આવે છે અને ઓછોવત્તો ઉત્સાહ પણ જોવામાં આવે છે ખરો. પણ હજી સુધી એ સહાનુભૂતિ અને ઉત્સાહ કૃતિમાં મુકાવા મંડાયા નથી. વળી ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે ભંડોળ સ્થાપ્યું અને તેને પોતાનો બધો વધારો આપી દઇ સંગીન મદદ કરી, પણ એ દાખલાનું તે પછીનાં પરિષદનાં અધિવેશનોએ અનુકરણ કરેલું નથી. આ હકીકત પણ ભંડોળ કમિટિનાં બલ કે કાર્યશક્તિને વધારનારી નથી.

---

# ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ.

## પહેલો દાયકો.

### પ્રકરણ ૩ જું

## છેલ્લી બેઠકમાં મંજુર થયેલો અહેવાલ અને હિસાબ.

**૧૬ કમિટિની છેલ્લી બેઠક**—ગુજરાતી સાહિત્ય પરિષદના છઠ્ઠા અધિવેશનના દિવસો દરમિયાન અમદાવાદમાં ઈ. સ ૧૯૨૦ ના એપ્રિલ માસની તા ૨ જી અને ૩ જી એ મળી હતી તેમાં નીચેનો અહેવાલ મંજૂર થયો હતો.

**તા. ૧-૧૧-૧૯૧૭ થી તા. ૩૧ ૩ ૧૯૨૦ સુધીનો અહેવાલ.**

૧ ગુજરાતી સાહિત્ય પરિષદ ભંડોળ કમિટિની છેલ્લી બેઠક તા. ૪-૧૧-૧૭ રવિવારને રોજ ગોધરા મુકામે મળી હતી ઇ સ. ૧૯૧૮ ના છેલ્લા ત્રણ માસમાં મુંબાઇ અને ગુજરાતમાં ઈન્ફ્લુએન્ઝાનો ઉપદ્રવ એટલા જોરમાં ચાલતો હતો કે તે અરસામાં કમિટિની બેઠક મેળવવાનો વિચાર એકથી વધારે વાર કરેલો તે નાઇલાજે મુલતવી રાખવો પડયો હતો. ઇ સ ૧૯૧૯

માં ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ની બેઠક અમદાવાદમાં મળવાનું જાહેર થયું હતું, એટલે ભંડોળ કમિટિની બેઠક પણ તેની સાથે મેળવવા ઠરાવ્યું હતું, અને તે પ્રમાણે પરિષદનું પોતાનું અધિવેશન અહીં આધું ઠેલાતા ભંડોળ કમિટિની બેઠક પણ મુલતવી રહી ને છેલ્લી બેઠક પછી આજે અઠ્ઠાવીશ મહિને મળવા પામે છે.

૨ ચંદ્રકની હરીફાઈની પરીક્ષા પણ ઉપર જણાવેલા કારણને લીધે ઈ. સ ૧૯૧૮ મા થઈ ન હતી ઈ. સ. ૧૯૧૯ મા એ પરીક્ષા લેવાઈ હતી, તેનો લાભ બહુ ઓછા ઉમેદવારોએ લીધો હતો એ સર્વમા અમદાવાદ ગુજરાત કોલેજના વિદ્યાર્થી બિહારીલાલ પુરુષોત્તમ શાસ્ત્રીના જવાબ ઉત્તમ હોવાથી પરીક્ષકો ઈ. સ. ૧૯૧૯ નો ચંદ્રક એ ઉમેદવારને આપવાનુ ઠરાવે છે.

૩ છેલ્લી બેઠક પછી કમિટિએ નીચલા ત્રણ પુસ્તકો પ્રગટ કર્યાં છે:—

(૧) રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશી કૃત 'મ્હારી કમળા અને બીજી વાર્તાઓ.'

(૨) રા. રા. આત્મારામ મોતીરામ દિવાનજીનો 'ફિરસ્તા કૃત ગુજરાતના સુલતાનો' નો તરજુમો.

(૩) ગ. રા. કલ્યાણરાય નથુભાઇ જોશીનો 'મેકિમલન-કૃત સૃષ્ટિની ઉત્પત્તિ' નો અનુવાદ

આ ત્રણે ચોપડીઓ સારી ગણાઈ છે અને દરેકની નકલોનું વેચાણ પણ ઠીક ચાલે છે

૪ કમિટિ તરફથી નીચેની ચાર ચોપડીઓ આ સાલ દરમિયાન પ્રકટ થશે —

(૧) સ્વ. રણછોડતનામ વાસાભાઇ મહેતા ll કૃતિઓનો સંગ્રહ

(૨) પ્રો. મેકડોનેલ કૃત 'સંસ્કૃત વાઙમયનો ઇતિહાસ' એનો તરજુમો

(૩) મોલયેરના બે નાટકોનો અનુવાદ

(૪) પ્લેટો કૃત પ્રીડમનો તરજુમો

કમિટિએ જુદા જુદા કર્તાઓને સોંપેલી બીજી ચોપડીઓમાથી પણ કેટલીક તૈયાર થવા આવી છે અને તેમાની ત્રણ ચાર ઈ. સ ૧૯૨૧ ૨૨ દરમિયાન પ્રકટ થઇ શકશે એમ જણાય છે

આ અહેવાલના સમય દરમિયાનનો આવક ખર્ચનો તારીજ

| ૪ | ૭ |
|---|---|
| ૧૨૭૧-૧૦-૦ તા. ૧-૧૧-૧૭ ને રોજ સિલક. થાપણ (રૂ. ૭૫૦૦) ઉપરાંતની. | ૧૫૨૦-૪-૦ પુસ્તકોની છપામણી વગેરે અને કર્તાઓને પારિતોષિક. |
| ૬૮૫-૧૫-૩ વ્યાજથી આવક:-<br>૪૮૦-૦-૦ ગવર્નમેન્ટ સેંટ્રલ કો-ઓપરેટીવ બેંકનાં ડીબેન્ચરો (રૂ ૬૦૦૦) નું વ્યાજ ઈ. સ. ૧૯૧૮ અને ૧૯ મા આવેલું<br>૧૫૦-૧૨ ૩ વૉર લોન રૂ. ૧૫૦૦) નું વ્યાજ તા. ૩-૩-૨૦ સુધી આવેલું.<br>૫૫-૩ ૦ બેન્ક ઓફ ઈંડીયાએ ચાલુ ખાતનું તા. ૨૫-૧૨-૧૯ સુધી આપેલું વ્યાજ. | ૪૧૮-૧૧-૦ કમિટિનાં પુસ્તકોની જાહેર ખબરો 'બુદ્ધિપ્રકાશ' 'ગુજરાતી ' નવજીવન ' 'સ્ત્રીબોધ' અને 'ગુજરાત શાળા પત્ર'માં આપેલી.<br>૪૬-૦-૦ ચંદ્રકની હરીફાઈ ખાતે, સવાલ પત્રકની છપામણી, ચંદ્રકની ઘડામણ અને ટપાલ વગેરે ખર્ચ. |

| | |
|---|---|
| ૬૦૮-૪-૦ પુસ્તકોના વેચાણથી આવક. | ૫૨-૪-૦ પરચુરણ ખર્ચ. |
| | ૨૦૩૭-૩-૦ |
| ૪૬૮-૦-૦ સભ્યોના લવાજમથી આવક. | ૯૫૨-૪-૩ સિલક આગળ ખેંચવાની. |
| ૫-૧૦-૦ પરચુરણ આવક | ૨૯૮૯-૭-૩ |
| ૨૯૮૯-૭-૩ | |

પુસ્તક વેચાણથી ઉપલા તારીખમાં નોંધી છે તે કરતાં વધારે આવક થયેલી છે. પણ તેમાંથી કમિટિના મુખ્ય એજંટો ગુજરાત વર્નાકયુલર સોસાયટી અને મેસર્સ એન. એમ. ત્રિપાઠી અને કંપની તરફથી મંત્રી અને ત્રીઝેરરને તા. ૩૧-૩-૧૯૨૦ સુધીમાં પહોંચી છે તેટલીજ ઉપર જમા આપેલી છે.

રા. રા. કનૈયાલાલ માણેકલાલ મુનશીએ પોતાની ચોપડી માટે પારિતોષિક લીધું નથી તે માટે કમિટિ તેઓનો ઉપકાર માને છે.

૭ કમિટિનું ભંડોળ જેમ જેમ વધશે તેમ તેમજ તે ગુજરાતી પ્રજા અને ગુજરાતી વાઙ્મયની વધારે સેવા બજાવી

શકશે એ દેખીતું છે. આ ભંડોળવૃદ્ધિનું અગત્યનું કાર્ય મંત્રી અને ત્રીઝેરર પોતાથી બને તેટલું કરે છે, પરંતુ એમાં બીજા સભ્યોની ઉત્સાહપૂર્વક મદદની જરૂર છે.

કમિટિને સહુથી વધારે જરૂર હવે બે મોટી બાબતની છે. આવી સંસ્થાને પોતાનું મકાન અને સ્થાયી ભંડોળ હોય તો તેના કાર્યમાં ઘણો વેગ આવે એમ છે, પરંતુ રૂ ૬ નું વાર્ષિક લવાજમ અને રૂ ૧૦૦) અને ૫૦૦) ના તહાહયાત સભ્ય થાય તેમના એક રકમી લવાજમથી મકાન બાંધી શકાય એવી રકમ થોડા સમયમાં મળી જવી અશક્ય છે આટલીજ મોટી બીજી જરૂર એક ઉત્સાહી સ્વયંસેવકની છે કમિટિ હાલ જે કંઇ કામ બજાવે છે તેને પણ પહોચી વળતા મંત્રીને ફુરસદ ઓછી હોવાને લીધે વિલંબ થઇ જાય છે એ કામને અંગે ઘણી બાબતો મંત્રીને બીજાઓને માથે નાખવી પડે છે અને અત્યાર સુધી આ પ્રમાણે જે જે ભાઇઓએ મંત્રીને મદદ કરીને તેનો બોજો હલકો કર્યો છે, તે સર્વનો કમિટિ તરફથી મંત્રી અંતઃકરણપૂર્વક ઉપકાર માનવાની રજા લે છે, પણ એ પ્રમાણે આવી

જાહેર લોકોપયોગી સંસ્થાના કામકાજમાં જે ત્વરા અને સફાઇ જોઇએ તે એક સરખી જોવામા ન આવે એ દેખીતું છે અને વળી પોતાના ઉદ્દેશોને લગતા પણ નવા કામકાજ કમિટિ આરંભી ન શકે એ ઉઘાડું છે. કમિટિને પોતાનું મકાન હોય અને તેનો એક મંત્રી ત્યાંજ રહેતો હોય અને પોતાનો બધો વખત કમિટિના કામકાજનેજ આપી શકતો હોય, તો (૧) પરિષદ્ પુસ્તકાલય ત્યા સુરક્ષિત રહે અને યથેચ્છ વધારી શકાય, (૨) આ પુસ્તક પ્રસિદ્ધિ વેચાણ આદિનું કામ મોટે પાયે ઉપાડી શકાય, (૩) ગુજરાતી વાઙ્મયના એક કે વધારે ઉત્સાહી અભ્યાસીઓ થોડા થોડા, વારાફરતી અને થોડા સમય ત્યાંજ ગાળી પોત-પોતાના અભ્યાસ અને શોધખોળ ત્યાં આગળ કરે, જેનો લાભ આપણી પ્રજાને અને આપણા વાઙ્મયને મળે, (૪) જુના હસ્તલિખિત ગ્રંથોના સંગ્રહ અને પ્રતિકૃતિઓ અને સંશોધિત શાસ્ત્રીય આવૃત્તિઓ થઇ શકે, અને (૫) ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિને અનેક રીતે પોષે એવું એક ત્રિમાસિક કે માસિક પત્ર પ્રકટ

થઈ શકે, વગેરે વગેરે અનેક રીતે આપણા ઉદ્દેશે
લગતાં કર્તવ્યો પાછળ સળંગ ઉત્સાહ અને એકાગ્રતા
વત્તાઓછા વિદ્વાનો ગાંડી શકે. કામ થતું આવે તે
તેમ કમિટિના સાધનો પણ વધે. આથી ઉલટું કમિ
અત્યારે જે સ્થિતિએ છે તેજ સ્થિતિમાં એ બીજ
થોડાં વર્ષ પડી રહે, તો તો આવા અનેકવિધ વિકા
સને બદલે વિપરીતજ પરિણામ આવે એમ લાગે છે
માટે ગુજરાતી સાહિત્ય પરિષદ્‌ને ન્યારૂ અહીં આ
પ્રસંગે એકઠા થયેલા ગુજરાતી સાહિત્ય અને વાઙ્મ
યનું હિત વાછનારા વિદ્વાનોએ આ હકીકત ધ્યાનમાં
લેવી ઘટે છે.

બળવંતરાય કલ્યાણરાય ઠાકોર.

મંત્રી,

ગુજ. સા. પ. ભરુચ કમિટિ.

ગુજરાતી સાહિત્ય પરિષદ્ ભંડોળ કમિટિ:

પહેલો દાયકો.

## પ્રકરણ ૪ થું.

### સભ્યોની યાદી.

૧૭ કમિટિની સ્થાપના વખતે ત્રીજી ગુજરાતી સાહિત્ય પરિષદે નીમેલા સભ્યો.—

દિવાન બહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઇ×

૧ દિવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામજી

ખાન બહાદુર બેજનજી મેરવાનજી ડમરી×

૨ રા. રા. મનુભાઇ નંદશંકર મહેતા

૩ મી. ગુલામમહમ્મદ બાવામીયા મુનશી

---

× જે સભ્યો અત્યારે હયાત નથી તેમના નામ આગળ આંક મુક્યો નથી. જેમના નામ આગળનો આંક સ્થૂલ છાપ્યો છે તેમણે પાછળથી થયેલા ઠરાવ પ્રમાણેના લવાજમ ભંડોળમાં આપ્યા છે.

૪ રા. રા. દેવચંદ ઉત્તમચંદ પારેખ

૫ રા. રા. અમૃતલાલ રણછોડદાસ બક્ષી

૬ રા. રા. રણછોડદાસ વૃંદાવનદાસ પટવારી

૭ રા. રા. કેશવલાલ હર્ષદરાય ધ્રુવ

૮ રા. રા. રમણભાઈ મહીપતરામ નીલકંઠ

૯ રા. રા. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ

૧૦ રા. રા. દોલતરામ ભગવાનજી શુક્લ

૧૧ રા. રા. બળવંતરાય કલ્યાણરાય ઠાકોર

૧૨ મી. સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી

ઉપરાંત કમિટિએ પોતાની પહેલી બેઠકમાં જ બે સભ્યો પોતામાં ઉમેર્યા હતા —

૧૩ પ્રિ. શ્રીન લલ્લુભાઈ નાગરદાસ મર્ચન્ટ

૧૪ રા. રા. હરજીવન ભવાનભાઈ કોટક

૧૮ ગુજરાતી સાહિત્ય પરિષદના ચોથા અધિવેશનમાં કમિટિની ભલામણ ઉપરથી પરિષદે નીમેલા વધુ સભ્યો.—

શ્રીમત સયાજીરાવ ગાયકવાડ સાહેબ×,
૧૫ શેઠ સાહેબ પુરુષોત્તમ વિશ્રામ માવજી
૧૬ શેઠ સાહેબ નરોત્તમ મોરારજી ગોકુળદાસ
૧૭ ના રા નરસિંહરાવ ભોળાનાથ દીવેટિયા
૧૮ ના રા કમળાશંકર પ્રાણશંકર ત્રિવેદી

૧૯ કમિટિની તા. ૨૯-૧૨-૧૯૧૫ ની બેઠકમાં થયેલા ઠરાવ પ્રમાણે વરેલા સભ્યોઃ—
તહાહયાત સભ્યો

ઉપર જણાવેલા સભ્યોમાથી સર પ્રભાશંકર દલપતરામ પટ્ટણી અને શેઠ સાહેબ નરોત્તમ મોરારજી ગોકુળદાસ પ્ર વર્ગના તહાહયાત સભ્ય થયા છે ના ના દિવાન ઉત્તમ ચંદ પાનિભ, અમૃતલાલ રણછોડલાલ બક્ષી, રણછોડલાલ વૃંદાવનદાસ પટવારી, દલપતરામ ભગવાનજી શુક્લ, બળવંતરાય કલ્યાણરાય ઠાકોર, અને દિ બા રણછોડભાઈ ઉદયરામજી તથા ધિ ઓ વસુભાઈ સામળદાસ મહેતા ગ વર્ગના તહાહયાત સભ્ય થયા છે

× જે સભ્યો અત્યારે હયાત નથી તેમના નામ આગળ આંક મુક્યો નથી જેમના નામ આગળનો આંક ન્યૂન છાપ્યો છે તેમણે પાછળથી થએલા ઠરાવ પ્રમાણેના લવાજમ ભંડોળમા આપ્યા છે

૩૦ ખા. બા. આદરજી મંચેરજી દલાલ ·
૩૧ રા બા. અંબાશંકર ઉત્તમરામ મલજી
૩૨ રા. રા. ઇંદુલાલ કનૈયાલાલ યાજ્ઞિક
૩૩ ,, ચંદ્રશંકર નર્મદાશંકર પંડ્યા
૩૪ ,, હીરાલાલ ત્રિભુવનદાસ પારેખ
૩૫ ,, કાન્તિલાલ છગનલાલ પંડ્યા
૩૬ ,, વૈકુંઠલાલ શ્રીપતરાય ઠાકોર
૩૭ ,, છગનલાલ ઠાકોરદાસ મોદી
૩૮ ,, કનૈયાલાલ માણેકલાલ મુનશી

તા. ૩૧-૩-૧૯૨૦ પછી આજ સુધીમા નીચેના નવા સભ્યો ભ૰ ઠાળ કમિટિમા જોડાયા છે.

૩૯ રા. રા. વિશ્વનાથ પ્રભુરામ વૈદ્ય ગ વર્ગ
૪૦ ,, કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી ,,
૪૧ ,, મગનલાલ હરગોવિંદદાસ કાંટાવાળા વાર્ષિક સભ્ય
૪૨ ,, માનશંકર પીતાંબરદાસ મહેતા ,,
૪૩ ,, વિઠ્ઠલરાય મહીપતરાય ઓઝા ,,

૪૪ ,, મોતીલાલ કાનજી ખ વર્ગ
૪૫ ,, કેશવલાલ હરિલાલ સેતલવાડ ગ વર્ગ
૪૬ ,, ધીરજલાલ કેશવલાલ ઠાકોર ,,
૪૭ ,, તનસુખરામ મનસુખરામ ત્રિપાઠી ,,

રા રા હરજીવન ભવાનભાઈ કોટક વાર્ષિક સભ્ય વર્ગમથી ગ વર્ગમા આવ્યા છે

તા ૩૦ ૧૧ ૧૯૦૦
બલવંતરાય કલ્યાણરાય ઠાકોર,
મંત્રી, ગુજરાતી સાહિત્ય પરિષદ
સંડાળ કમિટિ, નારાયણ પેઠ,
પુના સિટિ.